ૐ

# ભજનાનંદ

ઉર્ફે

# જ્ઞાનગંગા.



પ્રયોજક


**હરિદાસ મહારાજ શ્રી શિવશંકર ( ઉર્ફે નિજાનંદ )**

**ગોવિંદરામ યાજ્ઞિક.**

વાસી મોરબી. ઠે. ઢાલ ~~ખાડીઆમાં શ્રીરામજીની શેરી~~. અમદાવાદ.


**દોહરો.**

ભજનાનંદે ભેટશે સુંદર ભવ ભયહાર,
પરમાનંદે પલકમાં કરશે બેડો પાર.
કળીમાં કેશવ કીર્તને, કપાય કષ્ટ તમામ,
ભવ બંધન પલમાં ટળે મળે મોક્ષનું ધામ.
પ્રેમ ભક્તિને જ્ઞાનની, ગંગામાં કરો સ્નાન,
પરમ સુધારસ પ્રેમને કરો પ્રેમથી પાન.


આવૃત્તિ ૧ પહેલી. પ્રત, ૧૦૦૦

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯




**નોચ્છાવર. રૂ. ૦-૬-૦**

॥ ॐ श्रीमन्महागणाधिपतये नमोनमः ॥

# भजनानंद.

## मंगलाचरणं

आर्या.

अविरळ गद्जल निवहं भ्रमर कुलानीक सेवितं कपोळं
अभिमत फलदातारं, कामेशं गणपति वंदे

शार्दूल.

या कुंदेंदुतुषार हारधवला, या शुभ्र वस्त्रान्विता ।
या वीणा वर दंड मंडित करा, या श्वेत पद्मासना ॥
या ब्रमाच्युत शंकर प्रभृतिभि र्देवैः सदा वंदिता ।
सा मां पातु सरस्वती भगवती, निःशेष जाड्यापहा ॥

। मालिनी वृतम् ।

सजल जलद नीळं, दर्शितोदार लीळं ।
कर तळ धृत शैळं, वेणु वाद्यं रसाळंम् ॥

ब्रज जन कुल पालं, गोपीका केली लोलं ।
तरुण तुलसी माळं नौमि गोपाल बालम् ॥

शार्दूल.

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञान मूर्तिं ।
द्वंद्वातितं गगन सद्रशं तत्वमस्यादि लक्ष्यं ॥
एकं नित्यं विमल मचलं सर्वधी साक्षीभूतम् ।
भावातितं त्रिगुण रहितं सदगुरुंतं नमामि ॥



# ઉદ્દેશ.

---

**कृते यद्ध्यायतो विष्णुं, त्रेतायां यजतो मखैः ।**
**द्वापरे परिचर्यायां, कलौ तद्धरि कीर्तनात् ॥**

કૃતયુગમાં અર્થાત સત્યયુગમાં સચરાચર વ્યાપક વિષ્ણુ પરમાત્માનું સર્વ કોઇ ધ્યાન કરતા, અને તે દ્વારા પરમાત્માની પ્રસન્નતા પ્રાપ્ત કરતા હતા. ત્રેતામાં યજ્ઞયાગથી ઈશ્વરાનુગ્રહ અલ્પવારમાં કરી શકતા હતા. દ્વાપરમાં નિષ્કામ ભાવે સેવાથી દેવાધિદેવા એવા શ્રીહરિ રીઝતા હતા.

ઉપરોક્ત યુગોમાં આયુષ્યનું પ્રમાણ ઘણુંજ હતું. લોકો સંપૂર્ણ સદાચારી અને સત્યપરાયણ હતા; ત્યારે કળીમાં આયુષ્યનું પ્રમાણ ઘણુંજ ઓછું અને મનુષ્યો પણ ઘણે ભાગે પાપે કરી પૂર્ણ અધમતાને પામેલા જોવામાં આવે છે. જેથી અન્ય ઉપાયોનું આચરણ આ અનુભવાતા અરસામાં અતિ કઠીણ તેમજ દુષ્પ્રાપ્ય હોવાથી મહા પુરૂષો તેમજ ભક્તજનોએ પ્રભુ ભજન એજ સર્વોત્તમ સાધન સંસારાબ્ધિ તરવાને એક સુગમ નૌકા સમાન ગણ્યું છે.

ઘણા ભક્તજનો ભજનાનંદનો પરમ પ્રભાવ પૃથ્વીપર પ્રકટાવી પ્રભુને પ્રત્યક્ષ કરી, પામર જીવાત્માઓને પ્રબોધી પરમ પદાધિકારી બનાવી અવનિમાં પોતાનું નામ અમર કરી ગયા છે.

અને જેમના ગુણુગાન હજારો મુખે અદ્યાપિ પર્યંત ગવાઇ રહ્યાં છે. એવા મહાપુરૂષોના પગલે ચાલી પ્રભુ કૃપાથી હરિ કીર્તનદ્વારા ઉપદેશ આપવાનો અત્યુત્તમ માર્ગ આજ બાર વર્ષ થયાં અમોએ અંગીકાર કર્યો છે. અમદાવાદમાં પણ લગભગ આઠ દશ વર્ષ થયાં અમારો અવરજવર થયા કરે છે. સનાતન ધર્મ પ્રેમી આસ્તિક સજ્જનો તેમજ ભાવિક સહરિજનો તરફથી પરમ પ્રેમપુર્વક આમંત્રણ થતાં આખ્યાન શ્રવણનો લાભ લઈ સર્વે શ્રદ્ધાળુ સજ્જનો તેમજ બ્હેનો લે છે

હરિકીર્તનની અંદર ગવાતાં જ્ઞાન નીતિ ભક્તિનાં ભજનો તેમજ થાળ આરતી વિગેરેની ઘણા પ્રેમીજનો તરફથી માગણી પૂર્વક વારંવાર માગણી થવાથી અને આ દાસની પણ ઈશ્વરેચ્છાએ એવીજ ઉર્મી હોવાથી, આ ભજનાનંદનું પરમ પવિત્ર પુસ્તક પ્રકટ કરવાનો ઉચ્ચ ઉદ્દેશ સજ્જનોની સહાય મળતાં પ્રભુકૃપાથી પાર પડયો છે.

ચિત્તની એકાગ્રતા કરવામાં રામનામ અંકિત સંગીત જેવું એકપણ સર્વોત્તમ સાધન નથી; એમ માની હીરા મોતીના અલંકારથી પણ અમૂલ્ય ગણી સર્વે સજ્જનો તેમજ બ્હેનો એક એક પદને પ્રેમથી વાંચશે વિચારશે અને અંતરમાં ઉતારશે એટલુંજ નહિ પણ તે પ્રમાણે વર્તન

કરશે તો હરિદાસનો કરેલો શ્રમ સાર્થક થશે. અંતિમ ઉદ્દેશ એટલોજ કેઃ—

હીરો હરિનું નામ છે, કવિતા કુંદન રૂપ;
આ જન્મે જોડાય તો, રહે બેયનું રૂપ.

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

સર્વે સજ્જનોના પરમ શુભેચ્છક,
હરિદાસ શિવશંકર ઉર્ફે નિજાનંદ શર્માના
જય શ્રી હરિ.



# અર્પણ પત્રિકા.

સ્વર્ગસ્થ પરમપુજ્ય ગંગાસ્વરૂપ મોટાંબા માનકુંવરની પવિત્રસેવામાં. આપની જન્મથીજ કાર્ય દક્ષતા, અંતરની પવિત્રતા, પ્રભુભકિતમાં તલ્લિનતા અને નાનાં મોટાં સર્વના પ્રત્યે એક સરખી પ્રેમભાવનાથી સૌની પ્રીતિ સંપાદન કરી શકયાં હતાં. મને સુવિદ્યાનું શિક્ષણ આપી સંસ્કારી બનાવવામાં આપની સંપુર્ણ કાળજી હતી.

આપની મારા પ્રત્યે પ્રેમાળભાવના અને સ્નેહાળ હૃદયનું સ્મરણ ચીર સ્થાયી કરવા અને આપના પવિત્ર આત્માને શાંતિ અર્પવા એટલુંજ નહિં પણ આપના અનેક ઉપકારના રૂણમાંથી કાંઇક અંશે મૂકત થવા આ પરમ પવિત્ર ભજનાનંદનું લઘુ પુસ્તક આપનેજ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. ઇશ્વિર આપના અમરઆત્માને અખંડ શાંતિ આપો.

હું છું આપનો વ્હાલો પ્રપુત્ર.

હરિદાસ શિવશંકરના સા. દંડવત પ્રણામ.

# પ્રસ્તાવના.

---

## હરિગીત, સોરઠ—દીપચંદી.

પ્રભુથી કરી લે પ્રીત, એ છે સાર આ સંસારમાં,
રાખો સદા શુભ રીત, એ છે સાર આ સંસારમાં;
ગોવિંદના ગા ગીત, એ છે સાર આ સંસારમાં,
પંચારિ જબરા જીત, એ છે સાર આ સંસારમાં. ૧

સૌ પ્રાણીમાં પ્રભુ પેખ, એ છે સાર આ સંસારમાં,
મારો મમતમાં મેખ, એ છે સાર આ સંસારમાં;
શાસ્ત્રે લખ્યા શુભ લેખ, એ છે સાર આ સંસારમાં,
નવ કોઇને તુચ્છ લેખ, એ છે સાર આ સંસારમાં. ૨

અજ્ઞાન પટને ભેદ, એ છે સાર આ સંસારમાં,
હરિહર ભજો ત્યજી ભેદ, એ છે સાર આ સંસારમાં;
છળ કપટને દ્યો છેદ, એ છે સાર આ સંસારમાં,
મનનેજ કરવું કેદ, એ છે સાર આ સંસારમાં. ૩

વદવું વૃથા નવ વેણુ, એ છે સાર આ સંસારમાં,
હરિ ભજન ગણુ સુખદેણુ, એ છે સાર આ સંસારમાં;
ત્યજ ઘોર મોહનું ઘેન, એ છે સાર આ સંસારમાં,
ભજ રામને દીન રેન, એ છે સાર આ સંસારમાં. ૪

મૂકી દે મનની દોડ, એ છે સાર આ સંસારમાં,
મિથ્યા મમત્વને મોડ, એ છે સાર આ સંસારમાં;
પલ પણ ન નીતિ છોડ, એ છે સાર આ સંસારમાં,
રીઝાવી લ્યો રણછોડ, એ છે સાર આ સંસારમાં. ૫

* * * * *

સદ્‌બોધ ભજનાનંદનો, સજ્જન તણો શણગાર છે,
પાપી અધમ ચિત્તમાં ધરે તો, પુનિત તે કરનાર છે;
હરિદાસ શિવશંકર તણા અનુભવનો આ ઉદ્‌ગાર છે,
વાંચી વિચારે વર્તે તો, આ ભવથી બેડો પાર છે. ૬

## કીર્તનારંભે પ્રભુ પ્રાર્થના.

### પદ. ૧ રાગ ધનાશ્રી. લાવણી.

રામકૃષ્ણ હરિ જયરામ, રામકૃષ્ણ હરિ. ટેક.
ગોવર્ધનધર ગોપાલનરત, ગોકુલ સંકટ હારી જયરામ.
નવનીરજ સમ નવનિત પ્રિય, નવલ વિનોદ વિહારી જયરામ.
શરણાગત શ્રી ચરણ સાહુની, કરૂણા દષ્ટિ નીહાળી જય૦

### ૨. ખમાચ જીલ્લા-તાલ દાદરો=મંગલકર

સુંદર સુખકર દુઃખહર જય જગતપતિ,
પ્રણામિ પ્રથમ માગું બાપ આપ સન્મતિ. સુંદર. ૧

કમલ નયન કમલ વદનમાં રહે રતિ,
કમલ ચરણ વિમલ કરણ હરણ આરતિ. સુંદર. ૨
અભેદ જ્યોતિ આપની અખંડ જાગતિ,
શરણ વરશુ કરતાં કોટિ કષ્ટ કાપતી. સુંદર. ૩
આપની અપાર ઇશ છે અકળ કૃતિ,
શુદ્ધ સ્વરૂપ આપનું શું જાણે મૂઢમતિ. સુંદર. ૪
પ્રપત્તિ આપની કીધી કે બધી પીડા ગઇ પતી,
નીજાનંદ નાથ માગું આપો સદ્‌ગતિ. સુંદર. ૫



૩. સદગુરૂ સ્તવન. રાગ કલ્યાણ. પંજાબી ઠેકો.

પ્રથમ પ્રણામું પુરા પ્યારથી, ગુરૂવર ગુણવંતા, ટેક.
મૂકાવો માયાના મહામારથી, ગુરૂવર ગુણવંતા. ધ્રુવપદ.
આપ પ્રસાદિ પામી, ઓળખ્યા અંતરયામી,
તૂટયા તમનાજ તારો ત્યારથી, ગુરૂવર ગુણવંતા. પ્રથમ.
સાચા છો સંગી આપ, બુડતાના બેલી આપ,
સંસારી સગાં છે બધાં સ્વારથી, ગુરૂવર ગુણવંતા. પ્રથમ.
મોક્ષના દાતા આપ, તપ્તના ત્રાતા આપ,
દીલનાં દુઃખ દાઝ્યાં આપ દેદારથી, ગુરૂવર ગુણવંતા. પ્રથમ.
શિવશંકર દાસ તમારો, શરણે આવ્યો ઉગારો,
તારો અસાર સંસારથી, ગુરૂવર ગુણવંતા. પ્રથમ.

## ૪. રાગ–ગઝલ કવાલી.



સમય જાયે સુધારી લે, ભરી લે ભક્તિનું ભાથું,
ધણીનું ધ્યાન ધારી લે, ભરી લે ભક્તિનું ભાથું. ૧
હજી છે હાથમાં બાજી, કાયા પણ તારી છે તાજી,
ગોવિંદના ગુણ ગા ગાજી, ભરી લે ભક્તિનું ભાથું. ૨
ફરે મદમસ્ત શું ફુલી, ભલા ભગવાનને ભૂલી,
મળી આ દેહ એ મૂલી, ભરી લે ભક્તિનું ભાથું. ૩
ગયા બહુ રાવને રાણા, ગયા સુલતાનને શાણા,
મળેના ઠામ ઠેકાણાં, ભરી લે ભક્તિનું ભાથું. ૪
દિવાની જ્યોતના જેવી, દિવાની આ જુવાનિ છે,
જરૂર જાણો જવાની છે, ભરિ લે ભક્તિનું ભાથું. ૫
કરે શું કાલની વાતો, ફરે શીર કાલ મદમાતો,
નથી એ રાખતો નાતો, ભરી લે ભક્તિનું ભાથું. ૬
કમાણી એજ કર સાચી, બીજી ખટપટ બધી કાચી
રહ્યો શું રંગમાં રાચી, ભરી લે ભક્તિનું ભાથું. ૭
તર્યા છે પામરો પાપી, પિયુષ એ પ્રેમથી પાપી,
કુતર્કો કલેષને કાપી, નીજાનંદે સદા ન્હાતું. ૮



રાગ ઉપરનો ગઝલ.

## ૫. ॥ પ્રભુને પ્રાણ પ્યારા છે. ॥

પ્રભુના ગુણ ગાનારા, પ્રભુને પ્રાણ પ્યારા છે,
સુધા પ્રેમે પી પાનારા, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૧
ધરે દીલ દેશની દાઝે, કરેના ઢીલ પર કાજે,
ભરે જે સત્યના ભારા, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૨
કદીના કોઈપર કોપે, વડિલનું વેણ ના લોપે,
કરે કામો કરે સારાં, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૩
સદા સુસંપને સ્થાપે, કુસંપ કુળ મૂળથી કાપે,
રેહેના રામથી ન્યારા, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૪
વદેના ગર્વથી ગાજી, સદા રાજી ન નારાજી,
ક્ષમાની ઢાલ ધરનારા, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૫
મળે મિષ્ટાનમાં રાજી, મળે કદી ભાખરી ભાજી,
કદાના કલેશ કરનારા, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૬
કરે ના પાપમાં પ્રીતિ, ધરે ભગવાનની ભીતિ,
સ્મરે શુભ ધર્મના ધારા, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૭
સદા શિવરામની સેવા, માને મન મુક્તિના મેવા,
અખંડાનંદ ચહાનારા, પ્રભુને પ્રાણ પ્યારા છે. ૮

---

છપ્પો.

રીઝે રાજારામ દીનપ્રતિદાન દેવ.શે
રીઝે રાજારામ દીનપ્રતિં ગુણ ગવાશે

રીઝે રાજારામ કામ નીષ્કામ કરાશે
રીઝે રાજારામ કામને ક્રોધ હરાશે
રીઝે રાજારામ તો નિશ્ચય નીતિ ધારતાં
શિવશંકર શ્રી રામમય આખું વિશ્વ વિચારતાં.



૬. ભજન રાગ—ઘેલી થઇ રે હુંતો ઘેલી થઈ.

સતત સ્મરોરે શાણા સદૈવ સ્મરો, રામરાધાકૃષ્ણ.
સીતારામ સતત સ્મરો.-ધ્રુવપદ૦
અખંડ ઉજાશ આપે, પૂર્વનાં પાપ કાપે અષ્ટાક્ષર,
મંત્ર આજ અમૂલ્ય ખરો. રામરાધાકૃષ્ણ. ૧
જે જન જાપેને સ્થાપે હૃદય મંદિરમાં એને,
એતો પ્રભુ પાસે પ્હોંચી જશે પાધરો. રામરાધાકૃષ્ણ. ૨
એના થાવું એને જાવું, એનું ગાણું ગાવું તારે,
એની ભક્તિના ભાણાં ભાવે ભરો. રામરાધાકૃષ્ણ. ૩
મૃગજળ જેવી છે માયા, કાચી તેવી આ કાયા,
કાળ વૈરી છે માથે મહા કપરો. રામરાધાકૃષ્ણ. ૪
શ્રીવર શિવશંકર સાચા. અન્ય ઉપાયો કાચા,
એને વિસરો શું ? વ્હાલે વરોને તરો. રામરાધાકૃષ્ણ. ૫



## ૭. જીલ્લા ખમાચ, રાગ—બીગરી કોન સુધારે એ.

ભૂલેભૂલી ભવાટવીમાં ભ્રાત ભલા નવ ભટકોરે. ધ્રુવપદ.
ખંત ધરી શ્રીકંથ ખોજવા રાખ હૃદયમાં ખટકોરે—ટેક.
પેચ સમારી બાંધ પાઘ કિંવા પચરંગી પટકોરે,
ચેત ચતુર ચટપટ ચિત્તમાં એ ચાર દિવસનો ચટકોરે. ભૂલે
કાચી કાયા સાચી સમજ શું ? જેવો કચનો કટકોરે,
ફટાક દઇને ફુટી જાશે, એક વાગતાં ફટકોરે. ભૂલે.
અજ્ઞપણામાં અંધ બન્યા શું ? અધર્મ કરતાં અટકોરે,
પારસમણીને કાચ ગણી શું ? પાપ પંકમાં પટકોરે. ભૂલે.
પીલે પરમ રસાયન ઘેલા ઘુંટી એકજ ઘટકોરે,
નીજાનંદ વરી હરિ શિવશંકર સંસારેથી સટકોરે. ભૂલે.

---

## ૮. રાગ ઉપરનો તાલ ૩

ઠામઠામ સુખધામ રામનું નામ હૃદયમાં રાખોરે. ધ્રુવપદ.
ભાવભંજન ભગવાન ભજન વિણુ ભ્રાત ન ભુંડું ભાખોરે ટેક.
વસમાં વિષ સમા વિષયે વસમાં વશ થઈ દીન આખોરે,
મળી અનુપમ દેહ મજાની, નર્ક વિષે નવ નાખોરે. ઠામ૦
ચલ જીવન યૌવન ધન તન એ ઝીણી નજરે ઝાંખોરે,
ગયા લાલ ભૂપાલ માલપતિ, લક્ષાધીપ કંઇ લાખોરે. ઠામ૦
મન વચને કર્મે નવકોનું કદીએ બુરૂં તાકોરે,
દીનહીન દુઃખલીન પરે પ્રતિદીન દયા દીલ દાખોરે. ઠામ૦

વાદવિવાદે વખત નકામો ખુબ વિચારી નાખોરે,
શિવશંકર ભવસાગર તરવા પરમ સુધારસ ચાખોરે. ઠામ૦



## ૯. રાગ આશા તાલ ૩

જગતમાં જનમી શું કીધું ? (૨) ધ્રુવપદ.
નામ સુધારસ રામ તણું રસનાએ નવ લીધું. જગતમાં.
દયા ધરી દુઃખી દીન જનોને, દાન નવ દીધું. જગતમાં.
પ્રપંચ પરહરી પ્રેમ ધરી નવ પરમામૃત પીધું. જગતમાં.
પાપ મારગે પગલું ભરતાં મન જરીના બીધું, જગતમાં.
શિવશંકર શ્રીવરને સ્મર્યા નહિં, શું કારજ સિધ્યું. જગતમાં



## ૧૦. રાગ–ઉપરનો.

રસના રસમાં તું વસમાં, રસીલી રસમાં તુ વસમાં,
સમજ સમજ તજ રસના ભોગો, વિષ સમા વસમા. રસના
વીવિધ વિકારો વિષમ વ્યાધિઓ વસે એના વશમાં. રસના
પરમામૃત પાપી પ્રીતેથી, ફંદ વિષે ફસમાં. રસના
ચેતચેત ચટપટ ચડસીલી, ચડયાં ચક્ષે ચસમાં. રસના
ભજન ત્યજી ભગવાન તણું ભુંડી ભુંડું ભસમા. રસના
નીજાનંદ પારસ પાસે શું અથડા ? આ રસમાં. રસના



## ૧૧. રાગ-હમીર કલ્યાણ-ત્રિતાલ (પ્રીત ખરી તારી એ પ્રેમદા) એ.

કૃષ્ણ કરો યજમાન, સદા સૌ (૨)
ભરે ભય આ ભવસાગરમાં, ભમો ન ભૂલી ભાન. સદા સૌ.
આ જગના યજમાન રીઝે દે, જર ઘર સર સામાન,
કૃષ્ણ કાન ભગવાન દયાધન દે મુક્તિનું દાન. સદા સૌ.
અતિ અનુપમ આપ્યું જેણે ગુહ્ય ગીતાનું જ્ઞાન,
ગોકુલેશ ગોવિંદ ગદાધરના ગુણનું કર ગાન. સદા સૌ.
યત્ર યોગેશ્વર કૃષ્ણ કૃપાધન, યત્ર પાર્થ બલવાન,
તત્ર વિજય શ્રી વસે નીરંતર, સકળ સિદ્ધિનું સ્થાન. સદાસૌ.
વેદ વિદ્ધિત વચનોને વ્હાલા વીર વૃથા નવ માન,
નિશીવાસર કર શિવસંકર શ્રીકૃષ્ણ કથામૃત પાન. સદાસૌ.



## ૧૨. રાગ—ઉપરનો

ભક્તાધિન ભગવાન ભજમન ભક્તાધિન ભગવાન, ધ્રુવપદ.
સેવક સંકટ હરી હરિ એ, આપે ઉત્તમ સ્થાન. ટેક.
કાળ તણા પણ કાળ કૃપાધન, તેને કર તનમનધનઅર્પણ,
સાધન એ સુખખાણ. ભજમન.

આર્તાત ભંજન એ મદગંજન, સુરમુને સનકાદિક મનરંજન,
સ્વજન ગણે પ્રિય પ્રાણ. ભજમન.
અધર્મનુ મૂળ સદ્ય ઉથાપી, કંસાસુરને નાંખ્યો કાપી,
આપી સૌને લ્હાણ. ભજમન.
ઇંદ્ર તણો અહંકાર ઉતારી, કર ગીરીવર ગોવરધનધારીર;
ઓળખ એ એ ધાણ. ભજમન.
કળીમાં પણ પ્રકટાવી પોતાનું, કષ્ટ હર્યું મીરાં મ્હેતાનું,
જગજનમાં કર્યું જાણ. ભજમન.
શિવશંકર ભક્તિનાં ભાગી, સંસારે સાચાં સદભાગી,
એ વિણ નથી કલ્યાણ. ભજમન.



## ૧૩. રાગ–ઉપરનો

ભૂત તણો વળગાડ ભૂંડો, ભૂત તણો વળગાડ,
એજ ભવે ભટકાવે એનો, અનહદ અમિત ઉપાડ. ભુંડો.
ભલભલાનું ભાન ભૂલાવે, મર્કટ સમએ નિત્ય નચાવે,
જુવે ન ખાડ કે વાડ. ભુંડો ભૂત.
ચપળ ચોગણું ચપળાથીએ, વશ નથી થાતું સબળાથીએ,
કરે બહુ એજ બગાડ. ભુંડો
એ મનરૂપ ભૂતને વશ કરવા, શિવશંકર શમદમ આચરવા,
વાર ન લેશ લગાડ. ભૂંડો ભૂત.



## ૧૪. રાગ-કલ્યાણ લાવણી. ઉપરના જેવોજ

વખતનો વૃથા વ્યય નવ કરો. વખતનો
શિષ્ટ સજ્જન શાસ્ત્રો સમજાવે, સમજી શીખ ઉરધરો.
પરનીંદાનો પંથ પાપમય, પ્રપંચ એ પરહરો. વખતનો.
ક્લેષકર કટુ વાક્ય કદી નવ આનનથી ઉચરો. વખતનો.
વિષપાન શીદ કરો સમિપ છે સરસ સુધાનો ઝરો. વખતનો.
ભલા થઇ આ ભવ ભયહર ભક્તિનું ભાથું ભરો. વખતનો.
**નીજાનંદ** શિવશંકર સુખકર વિશ્વનાથને વરો. વખતનો.



## ૧૫. બલીહારી રસીયા એ રાગ.

સુધારસના સ્વાદુ સાચા સાધુ. શુભ શાંતિ સ્થાન બતાવે,
અપવર્ગ અપાવે ભ્રમણા ભૂલાવેજી. ટેક.
અનુભવાનંદ આપે, મૂઢતા મનની કાપે, વાસના જન્ય
દોષ. દબાવે. શુભ શાંતિ.
વપુમાં વસનારો કેવો, એજ ઓળખવા જેવો,
સિદ્ધાંતે સઘળું તે સમજાવે. શુભ શાંતિ.
પૂર્ણ પુરૂષોત્તમ પ્યારા, નથી કાંઇ તુજથી ન્યારા,
પરખાશે જ્ઞાન ભક્તિ પ્રભાવે. શુભ શાંતિ.
મહામંત્ર સાધક સાધો, સુરતા સાચાથી સાંધો,
**નીજાનંદ** નાથને એ ભાવે. શુભ શાંતિ.



## ૧૬. રાગ—ઉપરનો

ભોળા ભૂધરને ભજીએ ભાવે, આવો અવસર અમૂલ્ય ન આવે,
સમજાવે શાણા અસાર સંસારમાંરે.
મોહન વનમાળા ધારી, શિવને રૂંઢમાળા પ્યારી,
અભેદી ભકતોને ઉભયે ભાવે આવો.
ચંદ્ર કપાળે ચળકે, હીરા હરિ મુકુટે ઝળકે,
ભજને ભવ ભીતિ ભગાવે આવો.
શંકર કૈલાસી, વિષ્નુ વૈકુંઠના વાસિરે,
એને જાણે જમનું તેડું નાવે આવો.
શિવશંકર સુખકર એવા, દુઃખહર દેવાધિ દેવા,
સબળા શત્રુને સદ્ય સમાવે આવો.



## ૧૭. સોરઠ-ત્રિતાલ

શ્રદ્ધા ભક્તિએ સૌ ભજન કરી લ્યો ભાવનારે. ધ્રુવપદ.
ખેલ ખલકનો ખોટો જાણી, કરો કરોથી સત્ય કમાણી,
સ્મરવા સારંગપાણી ધરી દ્રઢ ભાવન રે શ્રદ્ધા.
ભજન થકી ભવનો ભય ભાંગે, ભજન થકી દુરિતો દુર ભાગે,
ભાખ્યું મહાભાગે એ સરલ સ્વભાવનારે શ્રદ્ધા.
ભજની ભવ ભુધરને ભાવે, રજનિદીન ભક્તિ કરભાવે,
અજની પીડ પતાવે પરમ પ્રભાવનારે શ્રદ્ધા.
શિવશંકર ભવસાગર તરવા, ભજન તણા ભંડારો ભરવા,
વરપદ સત્વર વરવા વાર લગાવનારે શ્રદ્ધા.

## ૧૮. રાગ--ઉપરનો

શરણે થાતામાં ત્રિકમજી તાપો ટાળશેરે, ધ્રુવપદ.
પ્રભુજી પોતાનાને પ્રેમેથી પ્રતિ પાળશેરે શરણે
જુઓ વિભીષણ શરણ સીધાવ્યા, લંકાપતિ કહીને બોલાવ્યા,
ભક્ત ઉરે ભાવ્યા તે વેળા વાળશેરે શરણે
શરણવરણ ધ્રુવે જો કીધું, અતિ અનુપ સુખ એથી લીધું,
અવિચલ પદ દીધું એ પ્રીતે પાળશેરે શરણે.
કષ્ટ વિમોચન કરૂણાસાગર, જ્યોતિ જગેજગ પરમ ઉજાગર,
નરહરિ નટવર નાગર નેહે નીહાળશેરે શરણે.
નીજાનંદ ખટપટ બધી ત્યાગી, શ્રીવરનું શરણું લે માગી,
ભૂધર ભવભ્રમ ભાગી ભાવે ભાળશેરે શરણે.



## ૧૯. રાગ—ઉપરનો

પ્રભુની ભક્તિ વિનાનું જ્ઞાન તે શુષ્ક ગણાયછેરે,
જેવી વર વગરની જાન શું રમ્ય જણાયછેરે. ટેક. પ્રભુ.
ગણતર વિણુ ભણતર જેવું છે, પાયા વિણ ચણતર જેવું છે,
વાણા વિણુ વણતર શું કહી વણાયછેરે પ્રભુની.
સાકર સાકર કે શું થાયે, સ્વાદ ખરો ખાયે તે ગાયે,
પ્રેમ ભક્તિનાં પાઠે પ્રભુ પરખાયછેરે પ્રભુની.

ભક્ત રહી ભગવાન ભરોસે, ભક્તિ કરી મનનો મળ ધોશે,
જ્ઞાની જ્ઞાનનાં જોશે ગોથાં ખાયછેરે પ્રભુની.
શિવશંકર ત્યજી વિષયાસક્તિ, એજ પરમ સાધી લે શક્તિ,
ભગવત ભક્તિ નાવે પાર પડાયછેરે.



# પ્રભુ પાસે નિત્ય પ્રાર્થના

---

## ૨૦. રાગ—ઉપરના જેવો.

અમને અંત સમે અલબેલા લેવા આવજોરે. ધ્રુવપદ.
ત્રિકમ નામ તમારૂં પ્યારૂં, પ્રાણ જતાં પણ કરૂં ન ન્યારૂં,
મનહર મંગલ મૂર્તિ મને બતાવજોરે અમને. ૧
વિકટ સમય સાચવજો વ્હાલા, કહું કોટી કરી કાલાવાલા,
દેવા દીનદયાળા દયા દર્શાવજોરે અમને. ૨
વસમી અંત સમયની વેળા, વ્હારે વળજો વિઠ્ઠલ વ્હેલા,
પ્રણતપાળનું પ્હેલાં પણ પરખાવજોરે અમને. ૩
મર્કટ જેવું મન આ મારૂં, ત્રિકમ તાન ચુકાવે તમારૂં,
અંતરનું અંધારૂં એ સદ્ય સમાવજોરે અમને. ૪
દેજો દર્શન જન મનહારી, કરૂણાસાગર કુંજ બિહારી,
શિવશંકર બલહારી બાપ બચાવજોરે અમને. ૫



## ૨૧. ભૈરવી તાલ ૩

ગુણ ગીરિવરધારીનાં ગારે, મંગલમય મુરારિનારે. ગુણ ટેક.
અજરામર અવિનાશી એકજ, શ્રીઅસુરારિનાં ગારે,
કમળનયન કેશવ કમળાપતિ, કુંજ બીહારિના ગારે ગુણ. ૧
કમલાનન શ્રીકૃષ્ણ કૃપાધન, કંસારિનાં ગાગારે,
અગમાતિત અખંડ અગોચર અવતારિનાં ગાગારે ગુણ. ૨
નંદન નંદ નરોત્તમ નાગર નટ નરકારિનાં ગારે,
ભક્તાધીન ભગવાન ભૂધર ભવભયહારીનાં ગાગારે. ગુણ. ૩
શ્રી રણછોડ રમાપતિ રઘુવીર રાવણારિનાં ગાગારે,
શિવશંકર રસ આકર સુખકર દુઃખહારીનાં ગાગારે ગુણ. ૪



## ૨૨. રાગ—ઉપરનો અગર ગમે તે રાગમાં.

ગંગાધરના ગુણ ગાગારે, ગીરિજાવરના ગુણ ગાગારે ગંગા
એક અનામયં અગમ અગોચર ઈશ્વરનાં ગુણ ગાગારે,
માયાતિત મહેશ મયાળુ મંગલકરનાં ગાગારે ગુણ. ૧
પૂર્ણ પરાત્પર પજાગધર શ્રી પરમેશ્વરનાં ગાગારે,
સત્ય સ્વરૂપ સચરાચર સ્વામી સંકટહરનાં ગાગારે ગુણ. ૨
વિઘ્ન વિદારી વિષધારી એ વિશ્વેશ્વરનાં ગાગારે,
સાંબ સદાશિવ શંકર સુખકર સ્મરહરનાં ગુણ ગાગારે ગુણ. ૩



## ૨૩. રાગ—ધનાશ્રી તાલ ૩

કુમતિ કુકૃતિ હરીને, ભજીલે ભાવ ધરી હરિને. ધ્રુવપદ.
અમૂલ્ય આવો અવસર અનુપમ, નાવે ફરી ફરીને ભજીલે. ૧
આવ્યો એકલો એકલું જાવું, ડગ ભર ડરી ડરીને ભજીલે. ૨
જાગ જાગ શું ? ઉંઘ અભાગી, પ્રપંચ પરહરીને ભજીલે. ૩
શું કીધું ? સતકામ સ્મરી જો, સંસારે સરીને ભજીલે. ૪
તર ભવસાગર શિવશંકર, શ્રીવર સત્વર વરીને ભજીલે. ૫



## ૨૪. રાગ-ધનાશ્રી ત્રિતાલ કામી

## શું ના કરે એ રાહ.

પ્રેમીનાં શ્રી હરિરે. ( ૨ )
ઉંચ નીચનો ભેદ જગતમાં, જગદીશનેના જરીરે પ્રેમીનાં.
રોહીદાસ સજનાનો દાખલો, લેજો ધ્યાને ધરીરે પ્રેમીનાં
અજામેળ ગજ ગુણિકા ઉધર્યાં, પ્રેમે પ્રભુને વરીરે પ્રેમીનાં
દિવ્ય પ્રેમે દીનબંધુને ભજ, દ્વેષ દુષ્ટતા હરીરે પ્રેમીનાં
નિગમાગમ સમજાવે એજ સૌ, જોજો અનુભવ કરીરે પ્રેમીનાં
શિવશંકર પ્રભુ પ્રેમે આ ભવસાગર જાશો તરીરે પ્રેમીનાં



## ૨૫. સંસાર સમજીએ શાણા એ રાગ.

પ્રભુનો પ્રતાપ પ્રેમી જન મન જાણે.
પામર પૂગ પાપે પચ્યા શું પ્રમાણે. પ્રેમીજન.
માની ન જાણે દાની ગુમાની ન જાણે. પ્રેમીજન.
પ્રેમીની ગતિને ૦ડેમી રતિના પિછાણે. પ્રેમીજન. ૨
પ્રેમ વિનાનું જ્ઞાન ધ્યાન નકામું, પ્રેમીજન.
પ્રેમ સરિતા વિના સ્નાન નકામું. પ્રેમીજન. ૩
પ્રેમનું સ્વરૂપ શ્રુતિ વેદ વખાણે, પ્રેમીજન.
નિજાનંદ નાથ ભર્યો પૂરો પ્રેમ ખાણે. પ્રેમીજન. ૪

### છપ્પો.

વૃથા મૂરખને બોધ, વૃથા સાગરમાં વૃષ્ટિ,
વૃથા કુપાત્રે દાન, જ્ઞાન વિણ વૃથા છે વીષ્ઠિ,
વૃથા સુમની સેર, વૃથા ગોવિંદ વિણ ગાણું,
વૃથા નીતિ વિણ રાજ, કાજ પણ વૃથા પ્રમાણું.
શિવશંકર નર જન્મ આ, પ્રભુ ભજન વિણ છે વૃથા,
પ્રિત ન કરી પરમાર્થમાં, વૃથા સુણી સો છે કથા.



## ૨૬. રાગ આવું સુંદર નર તન પામીએ-કલ્યાણ.

સમય સાંપડયો સત્ય સુખદ શ્રીવર સંભારી લે. ટેક.
જતન કર્યું જઠરામાં કેવું, બનશે શું? બીજાથી એવું
કર્યો કોલ તેં ગર્ભે એ નવ બોલ વિસારી દે—સમય. ૧

પચ પ્રકટાવ્યું જનમ્યા પ્હેલાં, તેને તું ભૂલ્યો મન મેલા,
એથી અંત છે દુર્ગતિ તારી એ ઉર ઉતારી લે—સમય. ૨
ભોગ ભોગવે ભલા ભાવથી, ભગવત ભક્તિ નથી ભાવતી,
વીષિવહ્લરી સમજ સમજ શું ના ભયકારી છે? સમય. ૩
ભર ભાવેથી ખરો ખજાનો, સમય ન આવે કોદી સજાનો,
મળ્યો માનવી દેહ મજાનો, દુર્લભ ધારી લે—સમય ૪
ભેદ ભાવના અળગી કરીને, સ્મર સ્મરહર શિવશંકર હરિને
એજ વાત ઉપનિષદને વેદે વિસ્તારી છે—સમય. ૫



## ૨૭. રાગ-માઢ-તાલ દાદરો,

વાંચો તેટલું વિચારો, સુણી સદબોધ ધારોરે. વાંચો.
કથા સુણી વૃથા વાદ ત્યજે નહિં, પરનીંદા પર પ્રીત,
પંચ વિષયના સ્વાદ સુધાસમ સેવે ન સમજે હિત,
આતમઘાતી એજ આચારો રે—વાંચો. ૧
ઔષધ ખાય ને પથ્ય ન પાળે તો રોગ શી રીતે જાય,
તેમ કોટી કરે જ્ઞાન કથન પણ બંધન કેમ કપાય,
વ્યાધિનો તો થાય વધારો રે—વાંચો. ૨
દીનતાનું દુઃખ દબાવા કર્યો, કલ્પતરૂ તળે વાસ,
મોતી મળ્યાં મોંઘા મૂલના તુલના તેની ન તેં કીધી ખાસ,
એથી ફળ સિદ્ધિ શું ધારોરે ? વાંચો. ૩

કેરી કેરી વખાર પાસે કદી સો વાર ફેરા ખાય,
સુગંધીનો સ્વાદ માંડ મળે તેને ખરીદનારો ખાય,
તેમ માત્ર શ્રવણે ના સુધારો રે–સુણી–વાંચો. ૪
ભોગ તજો બ્રહ્માનંદના ભોગી, ભોગ મેળવશો ભોગ;
આ ભવ રોગનું ઔષધ એકજ, સાધો સદા ભક્તિ યોગ.
નથી નિજાનંદ આ ન્યારો રે, સુણી—વાંચો. ૫



## આત્મશ્રદ્ધા,

૨૮. રાગ–નલિન નયન નટવર મોરલીધર.

આત્મશ્રદ્ધા આરાધન એ સર્વોત્તમ સાધન સુખકારી, એ....
જયાં નહિં ક્લેષ પ્રવેશ લેશ એ દેશ અનોખો
અવિકારી, આત્મ.

ધ્રુવ પામ્યો અવિચળ પદવીને, એજ ઉપાસન સ્વીકારી,
આત્મશ્રદ્ધાએ આ અવનિમાં તાર્યાં અગણિત નરનારી.
આત્મશ્રદ્ધા

શ્રગાલ સમ શું ડરો દીસે ? મૃગરાજ બની કળ બળ ધારી,
વિજયિ થશો વસુધાપર વ્હાલા, ધરો અસીએ કરબે ધારી.
આત્મશ્રદ્ધાનો સંયમ સાધો, નિજાનંદના અધિકારી. એ....



### ૨૯. આશા-તાલ-૩.

નજર કર તેમાં શું તારૂં ? (૨)
આ મન હરણી માનની મારી, મકાન આ મારૂં,
અંતે યમ કિંકર કોપ્યા તવ કોન થયું તારૂં. નજર. ૧
મિથ્યા અભિમાને નવ કરવું બંધ મોક્ષ બારૂં
માટીમાં માટી મળી જાશે, થાતાં અંધારૂં. નજર. ૨
મેં મેં કરતું મેષ મરે તેમ તુજ ગતિ પણ ધારૂં,
શિવશંકર મમતા મૂકી કર રામ રટણ પ્યારૂં. નજર. ૩



### ૩૦. રાગ ભેરવીં-તાલ લાવણી.

જે ગાયનમાં હરિગુણ ન મળે એ રાહ.

પારસમણી પ્રભુ નામ ત્યજીને પાષાણે પટકાવું શું ?
ભયહર ભક્તિ દ્વાર ભૂલીને ભીંતે જઇ ભટકાવું શું-પારસ.
આપી ઇશ્વરે આંખ અનુપમ અંધ બની અથડાવું શું ?
રામ પરમ સુખધામ ત્યજીને, કામ વિષે કચડાવું શું ?
પારસ. ૨
નિર્મળ જળ ગંગાનું મૂકી, ખારા જળમાં ન્હાવું શું ?
ત્યજી સુધાસમ ખટરસ ભોજન, ખરાબ ખાણું ખાવું
શું ? પારસ. ૩
રમાપતિનું રટણ નહિં જ્યાં, પલપણ ત્યાં રોકાવું શું ?
કૃષ્ણ કથામૃત પાન ત્યજીને, કુથલીમાં કુટાવું શું ? પારસ. ૪

જાણી જગ માયા જૂઠી એ, જૂઠામાં જકડાવું શું ?
દાસ હરિના ખાસ બનીને, ખટપટમાં ખંડાવું શું ?
પારસ. ૫

શુદ્ધ સનાતન સ્વધર્મ ત્યાગી, અધર્મ પંથે ધાવું શું ?
વેશ બેશ નીજ દેશ તણો ત્યજી,બીજામાં બંધાવું શું? પારસ. ૬

પરમ પુનિત ભારતમાં જન્મી, ભ્રષ્ટાચારે ભરાવું શું ?
શિવશંકર ભવસાગર તરવા, ભજ શ્રીવર સમજાવું શું ?
પારસ. ૭



## ૩૧. રાગ ઉપરને.

નરતન ધારી કર ઝટ માનવ તારે ખરૂં જે કરવાનું, ટેક.
માયામાં મુંઝાઇ મરીશ તો, અખંડ સુખ નથી મળવાનું,
નરતન. ૧

વૃદ્ધપણામાં કરીશ ભજન એ વાતે કંઈ નથી વળવાનું.
કાચી મટીનું મકાન તારૂં, એક પલકમાં પડવાનું. નરતન. ૨

હરિનામ રૂપ નાવ મળ્યું છે, આ ભવસાગર તરવાનું,
સત્ય તણા શઢ ચઢાવતાં તે, સત્વર પાર ઉતરવાનું. નરતન. ૩

ધામ ધરા ધન પૂર્ણ હશે પણ અહિંનું અહિંઆ રેંવાનું
પુત્ર મિત્ર પરિવાર પ્રેમદા, સંગ ન કોઇ સંચરવાનું.
નરતન. ૪

માટે મનવા માની માહ્યરૂં, રળ સાચું જે રળવાનું,
ઓળખ ઝટ અંતરયામીને, તુતે ત્રિવિધ દુઃખ ટળવાનું.
નરતન. ૫
ષાધ એક અનુપમ જગમાં, આ ભવ રોગને હરવાનું,
શિવશંકર પ્રભુ નામ સુધા, કર પાન મટી જાય મરવાનું.
નરતન. ૬



## ૩૨, રાગ કેદાર-ત્રિતાલ

તજ મન મમતા મદ કામ કામ, રટ નીશ દીન રાધા
શ્યામ (૨) સ્યામ ધ્રુવ પદ.
આતમ રામ વસે ઘટ અંદર, ભટકન ભાઇ ઠામ ઠામ–તજ.
સદગુરૂનો સત્સંગ કરીને, ઓળખ અંતર રામ રામ–તજ.
દુક્રીત છોડી સુક્રીત કરવા, રાખો હરદમ હામ હામ–તજ.
કાળતણો ભય શીરપર ભારે, કર નવ કુડાં કામ કામ–તજ.
ભોગ બધા ભયરૂપજ ભાસે, નિર્ભય હરિનું નામ નામ–તજ
શિવશંકર સુખધામ શ્રીવર ભજ, મળશે મોક્ષનું
ધામ ધામ–તજ.



## ૩૩. રાગ ગરબી-તાલ-ખીમટો.

બોલજે બોલજે બોલજેરે, હરિ રામનું નામ નિત્ય બોલજે,
માયાના મારમાં ભૂલી ગયો શું ? ગર્ભે કરેલો કોલ જે રે–
હરિ.

બાહિરના પડદા દુર કરીને, અંતરનો પડદો ખોલજેરે-હરિ
રુધિર વિષે ભરમાઇને ભાઇ તું, સોનાની સંગ નવ
તોલજેરે-હરિ,
જેહ વસ્તુમાં લાભ મળે નહિં, તેવી વસ્તુ નવ
વ્હોરજેરે-હરિ.
શિવશંકર ભવસાગર તારનારૂં, નિત્ય નામામૃત
ઘોળજેરે-હરિ.



### ૩૪. રાગ ઉપરનો.

થાય છે થાય છે થાય છે રે, પ્રભુ પ્રેમને વશ ઝટ થાય છે.
દુર્યોધનના મેવા મૂકીને, ભાજી વિદુરની ખાય છે રે. પ્રભુ.
ગજને ઉગ્ગારવાને ઝુંડને મારવા, પાળા પ્રભુ પ્રેમે ધાય
છે રે. પ્રભુ.
શવરીના બોર અને સુદામાનાં તાંદુલ, ભાવ્યાં એવું
સૌ ગાય છે રે. પ્રભુ.
પ્રેમે ભજે તેને પ્રભુ પરખાય છે, જ્ઞાનિ ગુમાને ગોથાં
ખાય છે રે. પ્રભુ.
શિવશંકર દુસ્તર ભવસાગર, પ્રભુ પ્રેમેજ તરાય છે રે, પ્રભુ.



### ૩૫. ગજલ-કવાલી.

॥ પ્રભુ છે પાસમાં તારા ॥

વિચારી જો અરે વ્હાલા, પ્રભુ છે પાસમાં તારા--ધ્રુવપદ.

મધુરી મોરલી વાળા, પ્રભુ છે પાસમાં તારા--ટેક- ૧

મહા અધ્યાસની આડી, જનુની છે જબર ઝાડી,
ભૂલાવે દૃષ્ટ એ દાડી, પ્રભુ છે પાસમાં તારા— ૨

તજીદે દેહની અહંતા, સજી લે સ્નેહથી શમતા,
મૂકીદે માનવી મમતા, પ્રભુ છે પાસમાં તારા— ૩

નથી નોખો અનોખોએ, મૂખે મહા મંત્ર ગોખોએ સદા
ચિદ્રુપ ચોખ્ખોએ, પ્રભુ છે પાસમાં તારા --૪

ઘુવડ ફરતાંજ નિરાંતે મહા અજ્ઞાનની રાતે.
રવિ ઉદયે રહેતાં તે, પ્રભુ છે પાસમાં તારા --૫

લવણ મહાસાગરે ન્હાશે, તદાકારે તદા થાશે
ગુરૂ ગમથીજ સમજાશે, પ્રભુ છે પાસમાં તારા —૬

અંકુરિત બીજ જવ બળશે, ત્રિવિધના તાપ તવ ટળશે,
મહા સુખ મુક્તિનું મળશે, પ્રભુ છે પાસ તારા --૭

નીજાનંદેજ અનુરાગો. ભીતર ભ્રમ જાલને ભાંગો
જગત જંજાલથી જાગો, પ્રભુ છે પાસમાં તારા —૮

### ૩૬ હરિગીત.

ભણુતર ભણી ભલી ભાતનું ભાષણુ ભપકથી આપતા,
સારા સુધારાની સમાજો, સફળ સ્થાને સ્થાપતા;
અફસોસ એવા આજ સૌ, જુવતિ તણો જપ જાપતા,
ચુલે ચડી ચતુરાઇને, ચતુરાતણા પગ ચાંપતા.

# આનંદ બ્રહ્મોપાસકના ઉદ્દગાર.



## ૩૭ ગજલ

અમે આનંદનાં ભોગી, મહાનંદિ અમારો છે,
અમે આનંદનાં યોગી, સદાનંદિ અમારો છે-- ૧
સદા સંતોષને સ્મરશું, અમો આનંદને વરશું
સદાનંદેજ સંચરશું, સદાનંદિ અમારો છે-- ૨
નથી કલેષી રતી દ્વેષિ, જણાતો જે વિવિધ વેશી,
વિદેશી કે કહો દેશી, સદાનંદિ અમારો છે-- ૩
વને પવને તને પતનેં, મને વદને જને સદને
ગુહાગહને[2] અને સુમને [3] સદાનંદજી અમારો છે-- ૪
ઠરો આનંદના દાસો, ભરો આનંદના શ્વાસો
કરો આનંદમાં વાસો. સદાનંદિ અમારો છે-- ૫
કરો આનંદની વાતો, કરો આનંદની નાતો
કરો આનંદથી નાતો, સદાનંદિ અમારો છે-- ૬
રવિ શશીમાંહી જે ચમકે, દામિનિ માંહી જે દમકે,
સકલ સ્થાને સદા સમજે, સદાનંદિ અમારો છે-- ૭
પ્રકટમાં જે નિકટમાંએ, તટેતટ માંહી ખટમાં તે (શાસ્ત્રમાં)
ઘુંઘટ પટ ખોલ ઘટમાં જે, સદાનંદિ અમારો છે-- ૮

---

૧ નગરમાં. ૨. હ્રદય રૂપી ગુફામાં. ૩ પુષ્પમાં. ૪. વીજળીમાં

અહા આનંદની બુટી, ચુંટી ઝુંટી પીધી ઘુંટી,
મજા લીધી બધી લુંટી, સદાનંદિ અમારો છે-- ૯
નિજાનંદેજ અનુરાગી, ભીતર ભ્રમ જાગને ભાંગી
બનો સાચાંજ સદભાગી, અમારો તે તમારો છે-- ૧૦

## ૩૮-ગજલ. પહાડી.

વિતંડા વાદને વેરી, ભજો ભગવંતને ભાવે
ભમે છે કાળ શિર વેરિ, ભજો ભગવંતને ભાવે— ૧
મૂકીને મૂઢતા મનની, સ્વીકારો શીખ શ્રીમનની,
બનો શું ? મર્દ થઇ મેરી, ભજો ભગવંતને ભાવે ૨.
વૃથા તકરારને વાંધે, વિષમતા વૈરતા વાધે,
ફળો ઝગડા તણા ઝેરી, ભજો ભગવંતને ભાવે ૩.
દુરાગ્રહ દ્વેષ પ્રકટાવે, દુરાગ્રહ ક્લેષ છવરાવે,
ત્યજો એ સાંકડી શેરી, ભજો ભગવંતને ભાવે ૪.
હરો હઠીલાઇના હેવા, કરો સૌ સૃષ્ટિની સેવા,
સમય છે આજ સોનેરી, ભજો ભગવંતને ભાવે ૫.
દુઃખીના દુઃખને કાપો. અનાથોને ઉદય આપો,
(એજ) ખરી પૂજા પ્રભુ કેરી, ભજો ભગવંતને ભાવે ૬.
મળો સાથે હળો સાથે, ભળો સાથે ભલી ભાતે,
સફળ થાશે તક્ર ફેરી, ભજો ભગવંતને ભાવે ૭.
સદા શિવશંકરે રાજી, કરો હરિ રામને રાજી,
બજાવો ભાવનાં ભેરી, ગયો જે વખત નહિં આવે ૮.

# ગુરૂ તે જાણવા સાચા.

---

૩૯. ગજલ.

ગુરૂ જે જ્ઞાનના દાતા; ગુરૂ તે જાણુવા સાચા,
ગુરૂ જે બ્રહ્મના જ્ઞાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૧
રતિના માનની પરવા, ગુણી ગંભિરને ગરવા,
પરમ રસ પ્રેમથી પાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૨
ત્રિવિધનાં તાપને ટાળે, તપે નાં તાપ કે ટાઢે,
રહે ગોવિંદ ગુણ ગાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૩
વિષમતા વેગ નિવારે, ધસે ઝટ ધર્મની વ્હારે,
મહાનંદ જે મદમાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૪
સદા સંતોષના સંગી, નથી રિતભાત નવરંગી,
કદા દુઃખી ન દેખાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૫
અમૂલ ઉપદેશ જે આપે, કૃપા શિષ્યો પરે સ્થાપે,
પૂરા જ્ઞાણેજ પરખાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૬
સદા પરમાર્થમાં પૂરા, નીતિને ન્યાયમાં શૂરા,
મળે જે મોજથી ખાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૭
ગુરૂ એવાજ શિવશંકર, તરાવે સદ્ય ભવસાગર,
નિજાનંદે સદા ન્હાતા, ગુરૂ તે જાણુવા સાચા. ૮

## ૪૦. ગજલ—કવાલી.

વૃથા સંસારને ત્યાગી, લજાવ્યો વેશ વૈરાગી,
ભીતર ભ્રમ જાલના ભાંગી, લજાવ્યો વેશ વૈરાગી. ૧
લગન ધન ધામમાં લાગી, કામિની કામમાં લાગી,
લગનના રામમાં લાગી, લજાવ્યો વેશ વૈરાગી. ૨
જોયુંના રામમાં જાગી, ભોજન મન ભાવતું માગી,
જમ્યો તૃષ્ણા ન તન ત્યાગી, લજાવ્યો વેશ વૈરાગી. ૩
શીખ્યા શિષ્યો તણું હરવા, શીખ્યા ભંડારમાં ભરવા,
દીપીના દૂષ્ટતા દાગી, લજાવ્યો વેશ વૈરાગી. ૪
પુનિત પિતુ માત તરછોડી, પુનિતા પ્રેમદા છોડી,
બન્યો રસ રંગનો રાગી, લજાવ્યો વેશ વૈરાગી. ૫
બન્યો આ લોકમાં ભ્રષ્ટ, કર્યો પરલોક પણ નષ્ટ,
કમાયો કષ્ટ હીણુ ભાગી, લજાવ્યો વેશ વૈરાગી. ૬



## જમાનાની નવી નવાઇ.

---

### ૪૧. સુધારાનો આવ્યોરે, વિચિત્ર જમાનો એરાગ.

જમાનાની જોજોરે નવી આ નવાઇ—ધ્રુવ પદ.

વધીજ વાતોમાંહી સફાઇ, હલકટની કરતા હરીફાઈ,
પવિત્રતા ગઇ છેક છુપાઇ, ભ્રષ્ટતા આવી ઘેરેઘેર ઉભરાઈ.
નવી આ નવાઇ. ૧

વૃથા વદે મિથ્યા અભિમાને, વર્ણભેદ જાતિ નવ માને,
પ્રીતિ ભોજનમાં મનમાને, એજ મતિમાને જુઓ
આજના જમાને નવી. ૨
ઘર ઘર ફેશન દેવી પધારી, વેશ બેશ પરદેશી ધારી,
અંજાયાં એમાં નરનારી, સ્વધર્મ વિસારી બન્યાં
પૂરાં અવિચારી—નવી આ નવાઇ. ૩
વ્યસન વધ્યાં વિધ વિધનાં ભારી, ચાહ બીડીએ કીધી
ખ્વારી.
સત્વહીન દેખું નરનારી, આવી ભયકારી જ્યાં ત્યાં
ક્ષયની સવારી—નવી આ નવાઇ ૪
વર્ણ અઢારે એકજ આરે, સુધરેલા કરવાનું ધારે,
ઢેઢ ભંગી બ્રાહ્મણ સૌ જ્યારે, પરણો પરસ્પર.
એવાં વચનો ઉચ્ચારે-નવી આ નવાઇ ૫
ધર્મ રસાતલમાંથી જાવા, કરે દાનવો જેવા દાવા,
આપે વટલ્યા ને વટલાવા, આપે ઉપદેશ થાવા.
થાવા ચારે દિશે ચાવા—નવી આ નવાઇ. ૬
શાસ્ત્ર વચનપર મારે મેખો, નિત્ય લખે કલ્પિત નવ લેખો,
એ પણ ભૂંડી એક ભવાઇ, ભાઈ સૌ દેખોકે સુધારાની
લેખો—નવી આ નવાઇ. ૭
સુધરેલા આ કે બગડેલા, બની બેઠા સાહેબના ચેલા,
સત્યા સત્ય ન જુએ છકેલા, ફેશને ફસેલા દે છે
ધર્મને ધકેલા—નવી આ નવાઇ. ૮

કહે શિવશંકર સત્ય ઉચ્ચારિ, અનુભવ અંતર માંહી
ઉતારી, વિર પુરૂષને જન્મ દેનારી, ભારતભૂમિ–આથી
બની છે બીચારિ–નવી. ૯

---

## ૪૨—ગજલ—કવ્વાલી- ભૈરવીમાં,

### ॥ જખ મારવા ॥

નથી જાત ધર્મ જે જાણતા જાણ્યું બધું જખમારવા,
મન માની મોજો માણતા, માણ્યું જગે જખમારવા. ૧ ટેક,
ત્યજી જન્મ જાત આચારને, વર્ણાશ્રમો આ ચારને,
મિથ્યા ગણે સંકર બને, જન્મ્યા જગે જખમારવા ૨ નથી.
ભણતર ભણી ભલી ભાતનું, ભારે સુધારામાં ભળ્યા;
ભૂલ્યા ભાન જન્મની જાતનું, ભણતર ભણ્યા જખમારવા. ૩
પાગલ બન્યા પૂરા ઘણા, પ્રેરક પીશાચી લગ્નના;
પૂરા નહિ અધુરા ઘણા, પાગલ બને જખ મારવા. ૪ નથી.
ભક્તિ ભજનમાં દોડતા, છલ કપટને નથી છોડતા;
નિજ નારને તરછોડતા, ભક્તિ કરે જખ મારવા. ૫ નથી.
માળા લઇ મંદિર વિષે, બગ ભક્ત બનીને બેસતા;
કાળાં કુકર્મો ના ત્યજે, માળા લીએ જખ મારવા. ૬ નથી.
પૂજે નહિ પિતુ માતને, દોડે પ્રભુને પૂજવા;
પૂજા નહિ પાખંડ તે, પૂજા કરે જખ મારવા. ૭

દર્શન ત્યજી નીજ નાથનું. હરિ દર્શને ઝટ દોડતી;
પતિ એજ પ્રભુ નથી માનતી, દર્શન કરે જખમારવા ૮
સન્યાસ લઇ સ્વામી બન્યા, ભોગો વિલાસો ના તજ્યા;
ભરી આશ જો ઉરમાં ઘણી, સન્યાસ લે જખમારવા. ૯
ગુરૂજી બન્યા શિષ્યો કર્યા, નિજ સ્વાર્થને બસ સાધવા;
નથી સત્ય જો સમજાવતા, ગુરૂજી બન્યા જખમારવા, ૧૦
સંસાર સુધારા તણી, પરિષદ ભરે ભલી ભાતની;
કરે નષ્ટ ધર્મ જો ભ્રષ્ટ તો, પરિષદ ભરે જખ મારવા. ૧૧
જીવ શિવની વાતો કરે, પણ આપનાં ઉરમાં ધરે;
જગનો પ્રપંચ ન પરહરે, વાતો કરે જખ મારવા. ૧૨



## ચેતવણી રૂપ ચાબખો.

૪૩ હરિગીત ગમે તે રાગમાં ગવાશે.

અંગ બળ અંગી બળે, જે અન્ય પ્રાણીને છળે,
ને પુણ્યનો પથ પાધરો ત્યજી, પાપના પંથે પળે;
મૂકી સરસ જે આમ્ર તરૂને; બાથ ભીડે બાવળે,
એવા અધમની અંતમાં વસમી થવાની છે વલે. ૧
દુષ્કર્મ કરતાં દીલમાં જે, દુષ્ટ જન ડરતા નથી,
પૂજે પ્રભુને પ્રેમથી પણ, પાપ આચરતા અતિ;

અવિચારથી એ આંધળા, સવળે કદાપિ ના વળે,
એવા અધમની અંતમાં વસમી થવાની છે વલે. ૨
બહુ શ્રુત બનવાથી બધે જે, બોલવે બહાદુર છે,
મદપૂર વિષયાતુર ભક્તિ, ભજન પણ બહુ દુર છે;
સારૂં કદાપિ કોઇનું. દેખી શકે ના કો સ્થળે,
એવા અધમની અંતમાં, વસમી થવાની છે વલે, ૩
વિવેક સારા સારનો, તલભાર તો જેને નથી,
રતિ રંગમાં રસબસ રહે, નવ રામને જાણે રતી;
પારસમણી ત્યજી પામરો પાષાણને બાંધે ગળે,
એવા અધમની અંતમાં વસમી થવાની છે વલે. ૪
ઇર્ષ્યાજ કરવામાં અવરની અંધ બનીને આથડે,
વળી વ્યર્થ વાદે વખતને, વિતાવતા નજરે પડે;
પાષાણ પણ પીગળે પરંતુ, હૃદય જેનાં ના ગળે.
એવા અધમની અંતમાં વસમી થવાની છે વલે. ૫
અધિકારના અહંકારમાં અન્યાય અતિશય આચરે;
મરતાં સુધીમાં મત્સ્ય ભોગી. બગ ન મુક્તાફળ ચરે.
રંકને રંજાડી પૈસા. પાપનાં પ્રીતે રળે;
એવા અધમની અંતમાં, વસમી થવાની છે વલે. ૬
કાળા ગયા ધોળા થયા. કાળાં ન તોયે ત્યાગતા,
ચશ્મા ચડયાં ડોળા પરે, ચાળા ન તોયે ત્યાગતા;
પાપને આગળ કરે, પરમાર્થ મૂકે પાછળે,
એવા અધમની અંતમાં વસમી થવાની છે વલે. ૭

ઉપદેશ આપે અન્યને, પણ આપ ઉર ધરતા નથી,
સ્થાપે સુધારાની સમાજો, સ્વયં સુધરતા નથી;
હરિદાસ શિવશંકર તણી, શિક્ષા ન શુભ આ સાંભળે,
એવા અધમની અંતમાં, વસમી થવાની છે વલે. ૮



## ૪૪ ગઝલ.

હશે જે પૂર્ણ સંસ્કારી, પ્રભુ ભક્તિ તેને ભાવે,
અગર જે હોય અધિકારી, પ્રભુ ભક્તિ તેને ભાવે. ૧
કરોડો જન્મના પુન્યે, મલીનતા જાય જવ મનની,
તદા તે થાય અવિકારી પ્રભુ ભક્તિ તેને ભાવે- ૨
નથી ધન ધામની ચિંતા, નથી આરામની ચિંતા,
વિષયની વાત ધિક્કારી, પ્રભુ ભક્તિ તેને ભાવે. ૩
સદા સત્સંગને સાધે, ડુબેના વાદ વિવાદે,
ચડે ના ચાતરી નાદે, પ્રભુ ભક્તિ તેને ભાવે. ૪
કરે સજ્જન તણી સેવા, હરે હઠીલાઈના હેવા,
ગણે હરિદાસ હરિ જેવા. પ્રભુ ભક્તિ તેને ભાવે. ૫
જગત જંજાળથી જાગે, તીમિર અંતર તણું ત્યાગે
નિજાનંદેજ અનુરાગે, પ્રભુ ભક્તિ તેને ભાવે. ૬



## ૪૫ ગજલ.

સ્વધર્મે લેશ ના ચાલે, થયા સુધરેલ તેથી શું ?
વિદેશીના ચડયા ચાળે, થયા સુધરેલ તેથી શું ? ૧

ન જાણે જાતનાં ધર્મો, ન જાણે જાતનાં કર્મો
મૂકી મર્યાદને મ્હાલે, થયા સુધરેલ તેથી શું ? ૨
મળે જ્યાં પ્રેમની પોળી, ભલે હોય ઢેડ કે કોળી
ભળે ત્યાં ભ્રષ્ટ થઈ મ્હાલે, થયા સુધરેલ તેથી શું ? ૩
સહજ સુખ સોઈને સારૂ, દીએ નીજ ધર્મને ધકકો,
અભક્ષા ભક્ષ નવ ભાળે, થયા સુધરેલ તેથી શું. ૪
ભણ્યા ઇંગ્લીશ કે ઝટપટ, ગણે આચારને ખટપટ
પૂનિતતા લેશ ના પાળે, થયા સુધરેલ તેથી શું. ૫
હરે જે હિત પોતાનું, કરે શું ? હિત બીજાનું,
કુછંદે કાળ બહુ ગાળે, થયા સુધરેલ તેથી શું ? ૬
પ્રભુની ભક્તિ નવ ભાવે, ભામિનિ ભોગવે ભાવે
મોહ્યા બની મસ્ત મધ લાળે, થયા સુધરેલ તેથી શું ? ૭
મળે શિવરામ ગઈ રતના, બનો ના હાનવી મતના
થઈ સંતાન ભારતના, થયા સુધરેલ તેથી શું. ૮



### ૪૬ ગજલ-કવાલી;

## ।। સન્નારી તેજ સદ્ભાગી. ।।

પતિવ્રત પાળનારી જે, સન્નારી તેજ સદ્ભાગી,
શિયળ સંભાળનારી જે, સન્નારી તેજ સદ્ભાગી. ૧
ગણે પતિ પ્રાણથી પ્યારા, ભણે શુભ ધર્મના ધારા,
ત્રિતાપો ટાલનારી જે, સન્નારી તેજ સદ્ભાગી. ૨

કદાના ક્લેષ ઉરધારે, સદા સાદાઇ નીરધારે,
બુરાઈ બાળનારી જે, સન્નારી તેજ સદ્દભાગી. ૩

કરેનાં ક્રોધ કે કાળે, ચળેના ચાતરી ચાળે,
ખરાબી ખાળનારી જે, સન્નારી તેજ સદ્દભાગી. ૪

સદા સુખ સર્વને આપે, ધરેના ગર્વને આપે,
સુચાલે ચાલનારી જે, સન્નારી તેજ સદ્દભાગી. ૫

પતિપર આપત્તિ પડતાં, રતિના જે તજે દ્રઢતા,
ધિરજને ધારનારી જે, સન્નારી તેજ સદ્દભાગી. ૬

કરે પરમાર્થમાં પ્રીતિ, ધરે ભગવાનની ભીતિ,
મમત્વે મારનારી જે, સન્નારી તેજ સદ્દભાગી. ૭

સદા શિવશંકરે સરતી વ્હાલાના વ્હાલને વરતી
તરીને તારનારી જે, સન્નારી તેજ સદ્દભાગી. ૮



## ૪૭ હરિગીત.

શુભ ગુણશાળી સુંદરિ જો ના મળે સંસારમાં,
વદને તને શાંતિ મને ના, સ્વાદ સુખાગારમાં;
કલકલ કરે નિત્ય કાગડી, સમજે ન સારા સારમાં,
નાદાર દેશેઃ દારના કીરતાર કે અવતારમાં;



## ૪૮ ગજલ–કવાલી.

### ॥ સદાશિવ સાંબ સુખરાશી ॥

ગીરિ કૈલાસકે વાસી, સદાશિવ સાંબ સુખરાશી,
અખંડાનંદ અભિલાષી, સદાશિવ સાંબ સુખરાશી. ૧
સુરા સુરકે વિપદહારી, ભૂસુર ભયહાર ત્રિપુરારી,
જટા બીચ જાન્હવિ ધારી, સદાશિવ સાંબ સુખરાશી. ૨
મયાળુ મોક્ષકે દાતા, દયાળુ તંતકે ત્રાતા,
કૃપાલુ તુંહી પિતા માતા, સદાશિવ સાંબ સુખરાશી. ૩
સોહે શિર ગંગ નગબાલા, અરૂ અરધંગ નગબાલા,
ગલે બીચ રૂંઢકી માલા, સદાશિવ સાંબ સુખરાશી. ૪
વાઘાંબર અંગ મૃગછાલા, ધરે ફનીહાર મતવાલા,
ત્રિનેત્રં ભાલમેં જવાલા, સદાશિવ સાંબ સુખરાશી. ૫
મહેશ્વર માર મદહારી, ભસમ તનપર સદાધારી,
સેવકકોં લીજીએ તારી, સદાશિવ સાંબ સુખહાસ્ત. ૬



## ૪૯ સોરઠ—લાવણી.



### કામણુ દીસે છે," એ રાગ.

રૂડા રણછોડરાય મહારાજ મુજને ભાવતારે.
મંદિર આવતારે-રૂડા રણછોડ -ધ્રુવપદ.

પાઘ સોનેરી પ્હેર્યો સારો, જામો જરીનો લાગે પ્યારો,
પુલનો તોરો ન્યારો, મૂખ મલકાવત રે-રૂડા. ૧
મણીમય પ્હેર્યા હાર રૂપાળા, શોભે ઉપર તુળસીની માળા,
મધુરી મોરલીવાળા, મન લલચાવતારે-રૂડા. ૨
કરણે કુંડલની છબી ન્યારી, કનક કડાં કરપર મનહારી,
નીરખું ધારી ધારી, ભાન ભૂલાવતારે-રૂડા. ૩
પીતાંબર પીળું અતિ શોભે, દર્શન કરતાં દીલડું લોભે,
ચિત્ત વૃત્તિ ત્યાં થોભે, દુઃખ વિસરાવતારે-રૂડા. ૪
પાયે ઘુઘરી ઝાંઝર ઝમકે, કનક છડી કર સુંદર ચમકે,
ચાલે ચટકે મટકે, મધુરૂં ગાવતારે-રૂડા. ૫
દર્શન આપ તણું પ્રભુ પ્રીતે, શિવશંકર ચાહે છે ચિતે,
મોટા મુનિજન નિત્યે, ધ્યાન લગાવતારે-રૂડા. ૬



૫૮ ભજન-રાગ-બલીહારી રસીયાનો.

ગુણવંતા ગીરિવરધારી, મનોહારી મોરલી તારી,
બલીહારી જાઉં જાદવાહોજી —ધ્રુવપદ.
હરિએ યમુના ત્રટ આવી, બંસી તો એવી બજાવી,
સૌના તનડામાં લાગી તાળી-મનોહારી. ૧
વનમાં વાંસલડી વાગી, ઝબકીને હું તો જાગી,
ભૂલી ભાન ઓઢી અવળી સાડી-મનોહારી. ૨

સુનાં મંદિર મેલી, ચાલી ગોપી બની ઘેલી,
પીવા બંસીનું અમૃતવારિ–મનોહારી. ૩

મોરલીએ મનહરી લીધું, ઘેલું ગોકુલને કીધું,
પશુ પંખી સૌને લાગી પ્યારી–મનોહારી. ૪

સ્વાદ સુધાસમ મીઠો, શિવશંકર ક્યાંય ન દીઠો,
પીતાં જગ પીડા કીધી ન્યારી–મનોહારી. ૫



# ગુરૂ શિષ્યનો સંવા ,

## ૫૧ ભૈરવી–શા માટે શ્રમ કરે સતી એ રાહ.

શિષ્ય—

 જ્ઞાન કેમ નવ થાય મનુષ્યને આ અવનિની માંહ્ય (૨)
કહો કારણ તેનું ગુરૂરાય. (૨)

ગુરૂ—

સાંભળ શિષ્ય સુલક્ષણા, આપીને દ્રઢ ધ્યાન,
શા કારણથી માનવી, રહે સદા અજ્ઞાન.
હુંપદમાં મરડાઇ મરે છે, મસ્ત બની મહિપર વિચરે છે,
કામ ક્રોધને મોહ મમતામાં નિત્ય તણાતો જાય,
એવાને જ્ઞાન કદી નવ થાય. (૨)

સાખી.

રામ તજી રમણિતણું, ધરે હમેશાં ધ્યાન,
સારાસાર વિચાર નહિં, ભમતો ભૂત સમાન;
પરનીંદા પરદારે પ્રીતિ, કાળતણી નવ રાખે ભીતિ,
વેદ નીતિને શાસ્રતણી નવ શીખ ધરે મનમાંહ્ય
તેવાને જ્ઞાન કદી નવ થાય. (૨)

સાખી.

કોણ અને હું કયાં થકી, આવ્યો છું આ ઠાર
કરે ન કોદી તે તણો, મનમાં લેશ વિચાર

સાચ મણી ત્યજી કાચે રાચે, નારીનો નટવો બની નાચે,
આંખ છતાં અંધો બની જઇને ભીંત વિષે ભટકાય
(જડ્ઞને) ૨
એવાને જ્ઞાન કદી નવ થાય. (૨)

સાખી.

ઓળખવા અવિનાશીને, યોજે ન એક ઉપાય,
પાપ પ્રપંચે પરવરી, મનમાં બહુ મલકાય.
ભોગ રોગનું સ્થાન ન માને, પ્રીતિ ન પરમ સુધાર સપાને
પયઘ્રતના પકવાન્ન ત્યજી નર નિત્ય અખજ જે ખાય,
એવાને જ્ઞાન કદી નવ થાય. (૨)

સાખી.

શિષ્ય.

ઘણા ખરા વિદ્વાન પણ, જોઉં સદા અજ્ઞાન,
કારણ તેનું શું હશે ? કહોને કૃપાનિધાન.

સાખી.

ગુરૂ—

વિદ્યા ભણી વિવાદમાં, વ્યતીત કરે બહુ કાળ,
પોતાના કલ્યાણનો, કરે ન કોદીન ખ્યાલ.
વિદ્યાનો મદ મનમાં વધારે, વડિલતણી આજ્ઞા નવ ધારે
સ્વધર્મ સુખદા ત્યાગી દુઃખદા અધર્મ ધંધે ધાય—
એવાને જ્ઞાન કદી નવ થાય. (૨)

## સાખી.

કામ ચામને દામનું, ધ્યાનજ આઠે જામ.
રટણ કરે નહિં રામનું. મૂઢ મૂરખનો જામ.
ચિત્ત જેનાં ચતુરામાં ભટકે, અધર્મને અન્યાયે અટકે
શિવશંકર પારસમણી મૂકી, પાષાણે પટકાય
એવાને જ્ઞાન કદી નવ થાય. (૨)



## પર હરિગીત-સોરઠ.

ધરણીધરે ધન આપીયું, ખાધું ન ખંતે વાપર્યું,
ને પાત્ર પરખી કોઇ દીન, નવ દાન કોડીનું કર્યું;
કીધી કમાણી પાપની, નવ ભક્તિનું ભાતું ભર્યું,
રે રે મૂરખ ! નર દેહમાં સાધન કહે તેં શું કર્યું.



## ॥ તેજ થશે ભવપાર ॥

## પ૩ દોહરા.

બોધ સુણીને સર્વદા, શોધ કરી લે સાર,
ક્રોધ ન જે કરતા કદા, તેજ થશે ભવ પાર. ૧
નીતિના નમુના સમા, ક્ષમા તણા અવતાર,
રમાપતિને રીઝવે, તેજ થશે ભવ પાર. ૨

વિવેક વશ વરતે સદા, એક ટેક ધરનાર,
ડગે ન દુઃખ પડતાં કદા, તેજ થશે ભવપાર. ૩
પ્રાણુ જતાં પણુ પી'ડથી, પણુનાં પરહરનાર,
એજ ખરા અવતારી છે, તેજ થશે ભવપાર. ૪
વર્ણાશ્રમ આચારને, નીશદીન આચરનાર,
ભજે ન ભ્રષ્ટાચારને, તેજ થશે ભવપાર. ૫
જનની જનકમાં જોડતા પૂરો પ્રભુ સમ પ્યાર,
નથી કદી તર છોડતા, તેજ થશે ભવપાર. ૬
તન ધન સાધન વડે, કરતા પર ઉપકાર,
તેને સુખ સૌ સાંપડે; તેજ થશે ભવપાર. ૭
ભેદ ખેદને પરહરી, વેદ વચન પર પ્યાર
શિવશંકર એવા જનો, સદ્ય થશે ભવપાર. ૮





## ૫૪. રાગ-આશા અથવા ભૈરવી લાવણી.

જે ગાયનમાં હરિ ગુણ ન મળે તે ગાયનને ગાવું શું ?
રામ નામ રસના નહિં જેને તેનાં સંગી થાવું શું ? જે.
જ્યાં જોતાં નિર્મળ જળ નમળે, તે નદીએ જઇ ન્હાવું શું
માત પિતાની સેવા છોડી, ભ્રમે તીર્થ ભટકાવું શું ? જે.
જે મારગમાં કાંટા કંકર, ધર્મ ત્યજી ત્યાં ધાવું શું ?
આવ નહિં આદર નહિં જે ઘર, જોર ધરી ત્યાં જાવું શું ? જે
વિષયી ગુરૂ લોભી નૃપ સેવી, મહા દુ:ખથી મુકાવું શું ?
ભૂખ્યું પેટ ભરાય નહિં. કદી, હરામ ખાણું ખાવું શું જે,
પવિત્ર ચાહ નહિં ચિત્ત જેને તે ચતુરાને ચ્હાવું શું ?
અનિત્ય મૂખડું જોઈ અરિસે, મોહ ધરી મલકાવું શું ? જે.
જે નગરીમાં દયા ધર્મ નહિં, તે નગરીમાં જાવું શું ?
નથુરામ ભગવંત ભજન વિણ આખર અન્ય કમાવું શું ? જે.



## ૫૫, રાગ-દેશ તરજ તાલખેમટો.

આવી મારી ઝુંપડીમાં આજ મ્હારા સ્વામી પાવન કીજે
દીનદાસ એ.......પાવન કીજે દીનદાસ.
આપ વિના જાણે કોણ દાઝ મ્હારા સ્વામી, કરશો ના;
મને નિરાશ-આવી.

નથી આસન રૂડાં પ્રભુ બેસાડવા, નથી સરસ ભોજન કાંઈ.
જમાડવા, મારો સ્વીકારો રોટલોને છાશ મ્હારા સ્વામી ૧
મારી પાસે નથી દિવ્ય વસ્ત્ર નાથ આપવા;
નથી પુષ્પહાર આપ કંઠે આરોપવા.
માનો પુષ્પહાર, એ (૨) અર્ચું તુચ્છ ઘાસ મારા સ્વામી.
હું છું દુર્બળના ચરણમાં કંઇ મૂકવા. મૂકું માથું પદે પ્રભુ.
સ્વીકારવા—જોજો ભાવ (૨) જોશો સામગ્રી ખાસ મારા સ્વામી.
નાથ નરસિંહ દયા આજ દરર્શાવજો,
મારી રાંકડીની પર્ણકુટી શોભાવજો,
પ્રભુ આવશો નહિં (૨) ત્યાં લગી નાંખીશ નિશ્વાસ મારાસ્વામી.



॥ જ્યાં પ્રેમ ત્યાંજ પ્રભુ છે ॥

૫૬. ભજન પંજાબી ઠેકો.

પ્રેમનો સંગીરે સરજનહાર—પ્રેમનો. ધ્રુવપદ.
અગમ અગોચર વેદ જેહનો ભેદ ન પાવે રામ. ભેદ ન પાવેરે,
નેતિ નેતિ કહી શેષ શારદા ગુણને ગાવેરે, ગુણને ગાવેરે
ચૌદ ભુવનમાં જે વસેરે અગણિત અંઠ પ્રકાશ, (૨)
પ્રેમ વડે ભકતોને ભાસે, હોય પોતાનો દાસ પ્રેમનો. ૧
પ્રેમ વડે રવિ કીરણોથી રવિ કમળ પ્રકાશે રામ કમલ પ્રકાશેરે,
લોહ ચુંબકનો પ્રેમ લોહ સત્વર આકર્ષેરે, સત્વર આકર્ષેરે
ક્યાં ચકોર કયાં ચંદ્રમાને અંતર અગમ અપાર (૨)
પ્રેમ વડે પાસે રહે જેમ યંત્ર ચલાવે તાર પ્રેમનો. ૨

પ્રેમ હતો પ્રલ્હાદ ભક્તને હરિએ રાખ્યો રે-
હરીએ રાખ્યો રામ,
શવરીનાં બદરી ફળનો રસ હરીએ ચાખ્યો રામ-
હરીએ ચાખ્યો રે.
ઉંચ નીચને ના ગણેરે વિઠ્ઠલ વ્હારે ધાય (૨)
જળ નીધિમાં ગજરાજે સમર્યા શ્વામે કરી સ્હાય પ્રેમનો. ૩
પ્રેમવડે પતિવ્રતા પત્ની પતિપદ પૂજે છેરે-પતિપદ.
મધુરી મોરલી નાદ સ્વાદપર સર્પ ઝુઝે છે રે-સર્પ.
તેમ પ્રેમ પરબ્રહ્મમાં નીશદીન રાખે કોય, (૨)
મૂળશંકર તદરૂપ બને તો જીવન મુક્તિ હોય પ્રેમનો. ૪

## ૫૭ આશા-પંજાબી ઠેકો.

શું કીધું સતકામ જગતમાં શું કીધું સતકામ-(૨)
રામનામ રસના નવ લીધું, શું બેસે છે દામ?
જગતમાં ધ્રુવપદ.
પરધન પરસ્ત્રી ત્યાગ ન કીધી, લાજ ગઇ થઇ લોકે પ્રસિદ્ધિ
દીનજનોપર દયા નવ દીધી, એમ ન રીઝે રામ. જગતમાં.૧
પરનીંદા કરવાપર પ્રીતિ, કુટુંબ કલેષિ થઇ કરી તેં અનીતિ,
મસ્ત બની મરવાની ભીતિ, મૂકી મૂરખ જામ-જગતમાં. ૨
જો વિશ્વેશ્વર વિસરી જાશે, પાછળથી પસ્તાવો થાશે.
ધાણુ વાળ્યો ને ગઢ ઘેરાશે, અંતે એ પરિણામ-જગતમાં. ૩
વિવીધ પ્રકાર વિચાર કરી લે, સદ્દગુરૂ કેરૂં શરણું ગ્રહી લે,
મૂળશંકર વિશ્વંભર વરીલે, ઠરવાનું એ ઠામ-જગતમાં-૪

## ૫૮ રાગ સોરઠ લાવણી.

રાતે રોજ વિચારો આજ કમાયા શું અહિંરે,
સુતાં મન મહીંરે-રાતે.
ખાવા પીવા પ્રભુએ દીધું, તે સાટે મેં શું શું કીધું;
એ ખાતું સરભર કીધું છે કે નહિંરે. રાતે. ૧
પાપરૂપ શું કરજ થયું છે, તે સાટે શું પુન્ય કર્યું છે;
પુન્ય પાપમાં વધેલ છે બાજુ કઇરે. રાતે. ૨
જે માટે આ જગતન દીધું, તે માટે મેં શું શું કીધું;
વધુ ઘટુ કે સુધારવું શું તે મહીંરે. રાતે. ૩
માયાએ કેવા ભૂલાવ્યા, બુદ્ધિજ્ઞાને કેવા ફાવ્યા;
કઇ સવળી ને અવળી રીતિ છે રહિરે. રાતે. ૪
ભૂલચુકની માફી માગી, અનંત પતિને પાયે લાગી;
નિત્ય સુવે તે નિત્ય થશે સુખી સહીરે. રાતે. ૫



## ૫૯ રાગ પ્રાણીઆ ભજી લેને કીરતાર અગર ગમે તે રાગમાં.

શો તું જુવે જગતમાં સાર, લાંબો કેમ નકરે વિચાર, ટેક.
ગાલ ગુલાબી જોઇ મોહે તવ, ઘરડાને સંભાર,
જો જીવ્યો તો એજ હાલ છે, ભભકો તો દીન ચાર. શો તું. ૧
શણગારેલ હવેલી દેખી, મૂવો બાપ સંભાર,
એની સાથ ગયું નથી તેમજ, તારૂં પણ તું ધાર. શો તું. ૨

નારીમાં મન ખુંચી રહે તવ, જો તું વિધવા નાર;
વ્હેલો મોડો પણ વિયોગ છે, ફરી નથી મળનાર. શો તું. ૩
કુટુંબમાં મન ખુંચે ત્યારે, આગગાડી સંભાર;
જુદે જુદે સ્થળથી સૌ આવ્યાં, વિવિધ સ્થળે જાનાર. શો તું. ૪
તનનાં મનનાં જનનાં ધનનાં, દુઃખ છે પારાવાર,
સુખના ભાસ નીજ લાલચમાં, વૃથા જાય અવતાર. શો તું. ૫
સમજ અનુ જગની તૃષ્ણા તજ, ભજ શ્રીવર સુખકાર,
તન મન ધન એમાંજ રોકીને, ઉતરી જા ભવપાર. શો તું. ૬



## ૬૦ રાગ ઉપરનો.

સાચું સમજ્યું તેજ ગણાય, જ્યારે વર્તન તેવું થાય. ટેક.
સુંદર રસોઇ જાણી તેમાં, પેટ કદી ન ભરાય;
બાજરીનું પણ કરે ઢેબરૂં, ભૂખ તો ત્યારે જાય. સાચું. ૧
લાખ રૂપિઆ મૂકી રાખે, દીન નવ વળે જરાય;
પાંચ પાઇ પણ ખરચે ત્યારે, પાન સોપારી ખાય. સાચું. ૨
અનેક ઔાષધ જાણે એથી, રોગ ન મટે જરાય,
ઔાષધ કરે અને ચરી પાળે. ત્યારે દુખ તો જાય. સાચું. ૩
ઘણું ભણી ઘરમાં બેસી રહે, તે નહિં પાઈ કમાય;
કરે નોકરી બુદ્ધિ ખરચે, ત્યારે મસ પંકાય. સાચું. ૪
તેમ જ્ઞાન જાણે દીન ન વળે, ભજન કરે અધ જાય;
અનંત તેજ ખરા જ્ઞાનિ જે, નિશદીન હરિગુણ ગાય. સાચું. ૫



## ૬૧ રાગ નારાયણ નરસીંહ નરોત્તમ એ રાહ.

કયારે કરીએ હરિ સ્મરણ એ, કહેવું છેકજ ખોટું રે,
મુખથી શ્રીવર શ્રીવર કહેવું, કામ નથી એ મ્હોટું રે. કયારે. ટેક.
ખાવા પીવા વખત મળે છે, અવસર મળે સુવાનોરે;
ઘરધંધાનો વખત મળે કેમ, ન મળે હરિ ભજવાનોરે. કયારે. ૨
નવરાં ગપ્પાં થોડાં મારો, વખત ઘણોએ મળશેરે,
મોડા સુવો ઉઠો વ્હેલા તો, નિયમ બરાબર પળશેરે, કયારે ૨
ધંધામાં તો કામ શરીરનું, જીભ તમારે વશ છેરે,
મનથી ચિંતા રાખે તેને, તો શુભ અવસર મસ છેરે. કયારે. ૩
તન સાધનની સેવા કરતાં, મનની સેવા ભારી રે;
તે મનમાંની કરી શકે છે, ચાહે તે નર નારી રે. કયારે. ૪
માટે મન રાખો માધવમાં, ભજન કરો બહુ ભાવેરે;
અનુભાગ મહાભાગ્ય તુલ્ય છે, ફરી ફરી નહિં આવેરે. કયારે.૫

---

## ૬૨ ગીરધારીરે એ ગરબીનો રાગ.

મરવું છેરે, એ નવ ભૂલી જાવું, શરણું શ્રીવરનું સ્હાવું. ટેક
આ શરીર બાળી દેશેરે, અહીંનું સહુ અહીંજ રહેશેરે,
નહિં અન્ય કોઈ સુધ લેશેરે, તે ટાણેરે પડે નહિં મુંઝાવું.
શરણું. ૧
ન પ્રમાણ વડા ન્હાનાનુંરે, નક્કી ન રોગી સાજાનુંરે,
આવતું અચાનક છાનુંરે, તે માટેરે જલદી સજ થઇ જાવુંરે.
શરણું. ૨

જન નિત્ય જાય છે ત્યાંરે, બહુ ગયાં આપણા વ્હાલાંરે,
જેમણે વૃથા વય ગાળ્યાંરે, તે સહુનેરે, પડયું હશે પસ્તાવું,
શરણું. ૩

સૌ સ્મશાન જ્ઞાનિ થાતાંરે, પણ ક્ષણમાં ભૂલી જાતાંરે;
એ મૂરખમાં લેખાતાંરે, નવ એવાંરે, કદી આપણે થાવું.
શરણું. ૪

મરવાથી જે જન ડરતારે, તે એ ભય વધતો કરતારે;
શીદ ઉપાય નથી આચરતારે, ભક્તિથી રે નહિં પડે ઘભરાવું.
શરણું. ૫

મરવા માટે સજ રહેવુંરે, જગ ક્ષણીક સમજી લેવુંરે;
પ્રભુ ભજન ભણી મન દેવુંરે. અનુ સાચુંરે જગમાં એજ
કમાવું. શરણું. ૬



૬૩ રાગ સોરઠ કામણુ દીસે છે એ રાહ.

મારી નાડ તમારે હાથે હરિ સંભાળજોરે;
પ્યારા પોતાના જાણીને પ્રભુપદ પાળજોરે. મારી નાડ. ટેક.
પથ્યા પથ્ય નથી સમજાતું, દુખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નીહાળજોરે. મારી નાડ. ૧
અનાદિ વૈદ્ય આપ છો સાચા. કોઇ ઉપાય વિષે નથી કાચા.
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજોરે, મારી નાડ. ૨

વિશ્વેશ્વર શું હજી વિસારો ? બાજી હાથ છતાં કાં હારો;
મહા મુંઝારો મારો નટવર ટાળજોરે. મારી નાડ. ૩
કેશવ હરિ મારૂં શું થાશે, ઘાસુ વગ્યોને ગઢ ઘેરાશે;
લાજ તમારી જાશે, ભૂધર ભાળજોરે. મારી નાડ. ૪



## ૬૪ રાગ ઉપરનો અગર દેશ.

મારી લાજ તમારે હાથે નાથ નિભાવજોરે;
દીનાનાથ દયાલ દયા, અદભૂત દર્શાવજોરે, મારી ટેક.
સંકટથી સોસાઉં મુરારી, લેજો અંતર્યામી ઉગારી;
હવે ગયોછું હારી, બાપ બચાવજોરે. મારી. ૧
કર્મ કઠણુ માઠા ગ્રહ બેઠા, હાથ પડયા છે હમણાં હેઠા,
પરમેશ્વર કયાં પેઠા, પણ પરખાવજોરે. મારી. ૨
અહિત અને હિતમાં અણુસમજુ, કૃત્યાકૃત્ય વિષે શું સમજું ?
ભજું તજું શું ? માધવ માર્ગ બતાવજોરે. મારી ૩
કેશવ હરિ હેતે સંભારૂં, પ્રભુ પદ હોય હજી જો પ્યારૂં:
મંગલ કરવા મારૂં, અંગદ આવજોરે. મારી ૪



## ૬૫. રાગ ઉપરનો.

સદગુરૂ શરણુ વિના અજ્ઞાન તીમીર ટળશે નહિંરે,
જન્મ મરણુ દેનારૂં બીજ ખરૂં બળશે નહિંરે સદગુરૂ—ટેક.

પ્રેમે વચનામૃત પાન વિના, સાચા ખોટાના ભાન વિના,
ગાંઠ હૃદયની જ્ઞાન વિના, ગળશે નહિં રે      સદગુરૂ. ૧
શાસ્ત્ર પુરાણ સદા સંભારે, તન મન ઈંદ્રિય તત્પર તારે,
વગર વિચારે વળમાં, સુખ રળશે નહિં રે      સદગુરૂ. ૨
તત્વ નથી મારા તારામાં. સુજ્ઞ સમજ નરતા સારામાં,
સેવક સુત દારામાં, દીન વળશે નહિં રે      સદગુરૂ. ૩
કેશવ હરિની કરતાં સેવા, પરમાનંદ બતાવે તેવા,
શોધ વિના સજ્જન એવા મળશે નહિં રે      સદગુરૂ. ૪



## ૬૬. રાગ ઉપરના જેવોજ.

પ્રભુના ભજન વિના બંધન તારૂં ટળવું નથીરે,
માનવ તન ખોયું તો તે પાછું મળવું નથીરે. પ્રભુના ટેક.
ધનજન યૌવન કેરા વળમાં, છટકી છંદાયો જો છળમાં,
તો બળમાં અજ્ઞાન કદી બળવું નથીરે      પ્રભુના. ૧
ધ્યાન સદા વિષયોનું ધરતાં, દાન પુન્યનો પંથ વીસરતાં,
ખોટી ખટપટ કરતાં સુખ વળવું નથીરે      પ્રભુના. ૨
ભવસાગર તરવાનુ બારૂં, હરિના શરણુ થકી શું સારૂં ?
મારૂં તારૂં પ્રાણુ કશું પળવું નથીરે      પ્રભુના. ૩
કાળ ફરે છે નીશદીન માથે, જાગીને જો હિત છે હાથે,
કેશવ હરિજન સાથે શું હળવું નથીરે      પ્રભુના. ૪



## ૬૭. રાગ. આશા-તાલ લાવણી.

કોઇ નથી દાતાર હરિ સમ, કોઈ નથી દાતાર
દેવ ઋષી નરનાર હરિ સમ, કોઈ નથી દાતાર ટેક.
શરણુ છઉં કહેતામાં કીધો, લંકાનો સરદાર હરિ ૧
મુષ્ટી તાંદુલ ખાતાં વેંતજ, પુરી કરી તૈયાર હરિ. ૨
અલ્પ તપે અવિચળ પદ આપ્યું, ધ્રુવને નભ મોઝાર હરિ. ૩
નાનાં મોટાં અવધવાશીનો, કીધો બેડો પાર હરિ. ૪
માગે જાતે પણ વેચાતો, અનંતનો સરકાર હરિ. ૫



# દુનિયાના મ્હેમાન,

## ૬૮. ગજલ કવાલી.

અમે મ્હેમાન દુનિયાનાં, તમે મ્હેમાન દુનિયાના,
સહુ મ્હેમાન દુનિયાનાં, છીએ મ્હેમાન દુનિયાના અમે.
અહીં ઘડી પ્હોર કે દીન માસ, કે બહુ વર્ષ રહેવાના,
છતાં કયારે જશું નક્કી, નહિં એ સાફ કહેવાના અમે.
બરાબર બાજરી ખુટચે, ઉઠીને તુર્ત જાવાના,
સંબંધી રોકશે તોયે, પછીના પલક રહેવાના અમે.
ભલે વ્હાલાં ઉઠી જાએ, અમે ના લેશ રોવાના,
અમે પણ એજ મારગ, આખરે છીએજ લેવાના અમે.
દુઃખોનાં ડુંગરા ડોલે, સબુરી સાથ સહેવાનાં,
ગણી માલીકની મરજી, ન કોને દોષ દેવાના અમે.
ખુદાની મ્હેર હોયે ત્યાં, સુધી આ ખલ્ક જોવાના,
નિહાળી ન્યારતો એની, બડો આનંદ લેવાના અમે.
જમા કીધું જશું મેલી, ન સાથે કાંઈ લેવાના,
નથી માલેક અંતે તો, અમે કુટી બદામેના અમે.
ન્હોતા કાંઈ લાવેલા, ન કાંઇ લેઇ જાવાનાં,
પ્રભુજીના પરોણાને કશી વાતે કમીનાના અમે.
સુખોના સ્વાદ ચાખીને, નથી મગરૂર થાવાના,
દુઃખો દેખી ડરી જઇને, નથી કાંઈ હાર ખાવાના. અમે.

મથે સૌ પાર જાવાને, સકળ સંસાર સાગરનાં;
નીતિ રીતિ પ્રભુ ભક્તિ, ઉપાયો એજ તરવાના. અમે.



### ૬૯. "જગદીશ જપરે" એ રાગ સારંગ-

જીવ ઝટપટરે, તું શરણુ પ્રભુને થાને. ટેક.
શું રહ્યો જગતમાં મોહી, ખાલી વય સઘળી ખોઇ,
નહિં કામ આવશે કોઇ, છોડ ખટપટરે તું શરણુ. ૧
સાચું સુખ કયાંઇ ન પામે, દુઃખ દેખે ઠામોઠામે,
તોપણ હજી કાં ન વિરામે, બને શું નફ્ટરે તું શરણુ. ૨
તારૂં ધાર્યું નથી થાતું, એ ઘડી ઘડી સમજાતું,
તોપણ કેમ આ જગમાં તું, બને લટપટરે તું શરણુ. ૩
આ ભવ જો એમજ જાશે, તો અંત અતિ દુઃખ થાશે,
જો નહિં ચેતે તો વાંસે, થઇશ ફ્ટફ્ટરે તું શરણુ. ૪
તનમન ધન તારૂં ગણુમાં, સોંપી દે પ્રભુ ચરણુમાં,
અનુપતિને શખ્ય શરણુમાં, નામ રટરટરે તું શરણુ. ૫



### ૭૦. ગજલ કવાલી.

મુજે નહિં કામ દુનિયાંસે, મેરા શ્રીકૃષ્ણ પ્યારા હૈ ટેક.
યશોદા નંદકે નંદન, મેરી આંખોકે તારા હૈ,
ગીરી જબ હાથમેં ધારા, ઇંદ્રકા માન ટારા હૈ. મુજે.
ગયે મથુરાંમે જબ મોહન, કુવલીયાપીર મારા હૈ,
પકર કર કંસ દાનવકો, રંગભૂમી પછારા હૈ. મુજે.

કીયે ખુશ હાલ સબ જનકો, હારૂન દુઃખ ટારા હૈ,
સુર હૈ શરણુ ભગવતકે, ચરણુકી આશ ધારા હૈ મુજે.



### ૭૧. રાગ ભુપાલી કલ્યાણ-ત્રિતાલ.

મુકુટપર વારી જાઉં નાગરનંદા. ધ્રુવપદ.
સબ દેવનમેં કૃષ્ણ બડે હૈં, જ્યોં તારોમેં ચંદા મુકુટ.
સબ સખીયનમેં રાધે બડી હૈ, જ્યોં નદીઓમેં ગંગા મુકુટ.
ચંદ્ર સખી ભજ બાલકૃષ્ણ છબી, કાટો જમકે ફંદા મુકુટ.



### ૭૨. રાગ કાલીંગડો અથવા આશા. તાલ ૩

સબ દીન હોત ન એક સમાન. ધ્રુવપદ.
એક દીન રાજા હરિશ્ચંદ્ર ગૃહ, સંપતિ મેરૂ સમાન,
એક દીન જાય શ્વપચ ગૃહ સેવત, અંબર હરત મસાન સબ. ૧
એક દીન દૂલહ બનત બરાતી, ચહું દીશી ગડત નિશાન,
એક દીન ડેરા હોત જંગલમેં, કર સુધે પગ તાન સબ. ૨
એક દીન સીતા રૂદન કરત હૈ, મહા વિપીન ઉદ્યાન,
એક દીન રામચંદ્ર મીલ દોઉ, વીચરત પુષ્પ વિમાન સબ. ૩
એક દીન રાજા રાજ યુધિષ્ટીર, અનુચર શ્રી ભગવાન,
એક દીન દ્રૌપદિ નગ્ન હોત હૈ, ચીર દુઃશાસન તાન સબ. ૪
પ્રકટતહૈ પૂરવકી કરની, તજ મન શોચ અજાન,
સૂરદાસ ગુન કહું લગ વરણો, વિધીકે અંક પ્રમાન સબ. ૫



## ૭૩. રાગ બિહાગ અગર ગમે તેમાં.

કાહેકો બીસારીરે જપાકર માલા. ધ્રુવપદ.
રામ ભજનકો તુલસીકી માલા, ઓઢનકો મૃગછાલા
રે માલા કાહેકો. ૧
ખાનપાનકો બાસી જો ટુકડા, રહેનેકો કુંજ તમાલા
રે માલા કાહેકો. ૨
ધન જોબન મદમેં મત ભૂલે, જમ કરી હૈ બેહાલા
રે માલા કાહેકો. ૩
નિશદીન રટ હરિનામ છીન હિ છીન, રહો પ્રેમ મતવાલારે
—રે માલા. કાહેકો, ૪
કૃષ્ણુ પ્રિયા બીન હિતુ ન જગમેં, સબ જુઠા જંજાલા
—રે માલા. કાહેકો. ૫



## ૭૪—રાગ ભજનનો.

કાયા માયા કીસીકી ના ભઈ, તુમ કહે તે હો અપની (૨) ટેક.
સત્યુગમેં હરિચંદ્ર ભયો રાજા, સતકી સત્ય કહી.
એક સત્યકે કારને રાજા, કાયા બેચ દઇ—તુમ કહે તેહો. ૧
ત્રેતામેં રાવણુ ભયો રાજા, સબકો જીત લઇ.
એક લક્ષ પૂત્ર સવાલક્ષ જ્ઞાતિ, લકડી નાંહિ મીલી—તુમ. ૨
દ્વાપરમે દુર્યોધન રાજા, પક્ષીકો છાંય કરી,
એક વખત ભારત કે ભીતર, ડાલી લાસ પડી—તુમ. ૩

કલજુગમેં કર દેખ ભલાઈ, જેસી કરની કરની.
ગુરૂપ્રતાપે દાસ કહતહૈ, જીંદગી હૈ મરની–તુમ. ૪



## ૭૫ રાગ કલ્યાણ. કૃષ્ણ કરે તે ઠીક કરે—એ રાગ.

તારનાર કીરતાર ખડો ત્યાં મારનાર છે શું કરનાર ?
સૃષ્ટિનો પાલક સંહારે. તો સ્હાયકથી શું વળનાર ?–તારનાર.
દુષ્ટબુદ્ધિએ ઘાટ ઘડીને, હણવા ધાર્યો રાજકુમાર,
વિષની વિષયા વેગે કીધી, ચંદ્રહાસ રાખ્યો ત્રણવાર-તારનાર
કરી કુબુદ્ધિ કળીએ આવી, રાય પરિક્ષિત તણી અપાર.
પુષ્પકળાંથી તક્ષક પ્રકટયો. રક્ષક સઘળા થયા લાચાર–તારનાર ૧
કપોત જોડું જાળવવાને, વ્હારે ધાયા વિશ્વાધાર.
પારાધીને સર્પે ડસીઓ, બાણો વીંધ્યો બાજ
વિચાર–તારનાર ૨

કનકપુરીના નિશીચરનાથે, આદરવાથી અધમાચાર,
જગજનુની જગદંબા હરતાં, રવી કુલભાણે કર્યો સંહાર
–તારનાર ૩

ભપકારી ભવસાગરમાંહે, આવે આફત અનેકવાર,
મણી ધણી મોજુદ હોયતો, તરણી પ્હોંચે પેલેપાર–તારનાર ૪



### ૭૬ ઘેલી થઇએરે હું તો ઘેલી થઇ-ના જેવો.

ભાવેથી ભજોને ભાઇ, ભાવેથી ભજોનેરે.
રાધેકૃષ્ણ કૃષ્ણરાધે, ભાવેથી ભજોને-ટેક.
અત્યુત્તમ મંત્ર આતો, અમૃતપાન છે રે.
વિષય વિકાર વિષય તનથી ત્યજોનેરે-રાધેકૃષ્ણ. ૧
માયા મોહિનિતી આતો, જંજાળ જાળ છે રે,
ખચીત માનીને ખરૂં, અલગ થજોને-રાધેકૃષ્ણ. ૨
મૃગતૃષ્ણા વારિ જેવો, આરે સંસાર છે રે.
મમત્વ મુકીને કાંઇ, સુકીત સજોને.-રાધેકૃષ્ણ ૩
ધરાધન ધામ દારા, કંઇએ નથી કોઇનુંરે,
મણી છે જવાનું અંતે, એકલાંજ જોને.-રાધાકૃષ્ણ ૪



# મધુરી મોરલીની ચોરી.



## ૭૭ રાગ–સારંગ–તાલ દાદરો.

મધુરી મોરલી ખોવાણી સુરીલી સુંદરિ ચોરાણી. વ્હાલી
એવી વાંસળી.
ખોવાણી. આપો કોઈ ચોરની એંધાણી–ટેક.
મોરલી વીના મુખડું સુનું. તરસ્યા મારા હોઠ,
બીજા કશાથી પુરી ન પડે, મોરલી કેરી ખોટ–મધુરી મોરલી. ૧
મોરલીએ મન મોહ્યું મધુરી, મોરલી ન્હાની બાળ.
ચોરી કરાવી શોકડલીએ, આણી અંતરમાં ખાર–મધુરીમોરલી. ૨
મોરલી મીઠી આંહી બજાવુંતો, ગાજે જઈ ગુજરાત,
શોધ કરૂં તો બીજી મળશે. એવી નમળે જાત. મધુરીમોરલી. ૩
અળગી રહેવા ઇચ્છતો નથી, મનથી મને ભાવ,
શાંતિ હોયતો લાવી આપું, આવશે મ્હારોદાવ. મધુરીમોરલી. ૪
ફુંકી ફુંકીને કામ હું લેતો, અધર રાખી શ્વાસ.
હાસ કરીને સુર કાઢયા નથી. ત્યાંતો ખોઇ ખાસ. મધુરીમોરલી. ૫
ડાબે હાથે કયાંક મુકાણી કે, ચોરી ગયા ચોર.
મોરલી વિના પ્રભુ ઉદાસી, નથી થાતો નોર મધુરીમોરલી. ૬
આળે ગોખલે સઘળે ગોતી, ગોતી ગોકુળ ગામ,
ચોરાણી કે વનમાં પાડી, તેનું નમલે નામ. મધુરીમોરલી. ૭

બાહુબળી પાતળી મોરલી, મીઠી સોના જેવી સોય.
મારૂં થઈને મેળવી આપે. એવું નમળે કોય. મધુરીમોરલી. ૮
વ્હાલી વસ્તુ વેગળી થાતાં, મુઝાણો છે લાલ,
અનુભવી વિના કોને કહેવું, મનમાં રાખે માલ. મધુરીમોરલી. ૯
વર્ષારૂતુમાં બીજાં વાજાં, બોદાં બોલે બોલ,
સારી રીતે શોભા આપે, મોરલીનો કલ્લોલ. મધુરીમોરલી. ૧૦
ચોરનારા થયા પાંચ પચીશને, સાચવનારો એક.
સાહુકારોની એક નજર છે, ચોરતણી અનેક. મધુરીમોરલી, ૧૧
કઇ દીશામાં મોરલી મારી, ચોરનારો છે કોણ.
કેદી પાછી મળશે મને, જો જોશીડા જોણ. મધુરીમોરલી, ૧૨
મોઢે ચઢાવેલ મોરલી મારી, ઓશીયાળી આ વાર.
કયાંક પડી સંભારતી હશે, લાડનો લટાવનાર મધુરીમોરલી, ૧૩
સોને રૂપે ચાંચ મઢાવું, કાગડા તારી બેશ.
મોરલી વાળી લાવતું હોયતો ઉડી આઘો બેસ. મધુરી. ૧૪
પગી પાસે પગ કઢાવ્યો, ચોર છે ઘરનુંઘર.
વાંક હવે મ્હારે કોને દેવો, પોતાના થયા પંર. મધુરી. ૧૫
સ્વારથીઆં સંસારમાં ઝાઝાં, સાધી લેવાં કામ,
આંબલી આંબા કંઈક બતાવી, ઓળવી લીધી આમ-મધુરી ૧૬
કરગરણાં કરતાં પણ નાપે, કયાં ગઇ તારી સાન,
વાંક વિના વઢવાડ રહેવા દે, ભૂલી જામા ભાન-મધુરી. ૧૭
બે હાથ જોડી પ્રભુ મોરલી માગે, સઘળી સખીઓ પાસ,
મોરલી સાટે માળા આપું, મોરલી પાછી આપ-મધુરી. ૧૮

આપવી મગર નાપવી એતો, સમજ મ:થે વ:ત,
અરજ રાધા એટલી એ તુને, જાય નહિ બીજે હાથ-મધુરી. ૧૯
મોરલી લાવ્યા વિના સ:મી, છુટકો બીજો ન હોય,
એટલું બોલી બંધ રહ્યા પ્રભુ, ટગર મગર જોય-મધુરી. ૨૦
ઓગણીસેં એકાવનમાં, આવ્યો રૂડો શ્રાવણુ માસ,
લાલની ગાયેલ મે:રલી ગાશે. પ્રભુ પૂરશે આશ-મધુરી. ૨૧



## ૭૮ કાસમ તારી વિજળી-એ રાગ.

મોહન તારી મોરલીરે, વૃજનારને વેરણુ થઇ. ટેક.
એ....હરિ કોમળ સૂર રે કાળજું કોર્યું,
ચિતડું ચોર્યું સહી-મોહન તારી. ૧
,, કામ તો હવે કાંઇ ન સુઝે,
સાંભળતાં સૂધ ગઈ.-મોહન તારી. ૨
,, દુઃખના હવે ડુંગર ડોલ્યા,
માત્રા પાડી હ્યો મહી-મોહન તારી. ૩
માતપિતા તણી લાજું તજીને,
માધવ વાંસે ગઇ.-મોહન તારી, ૪
,, પ્રેમના પાશમાં પ્રાણુ બંતાણો,
યાકુળ વ્યાકુળ થઈ.-મોહન તારી. ૫
,, દલપતસીંહના દેવને મળવા,
ગોપીયું ગોકુળ ગઈ.-મોહન તારી. ૬



## ૭૯ રાગ સારંગ કુમરી,

નાગર નંદજીના લાલ રાસ રમતાં મારી નથડી ખોવાણી. ટેક.
વ્હાલા યશોદાનાં વ્હાલ, આપો જડી હોય તો લાલ.
રાસરમતાં—નાગર.

નાની નાની નથડીને માંહે ઘડેલાં મોતી, નથડીને કારણ હું તો,
ચાલું મારગ જોતી જોતી જોતી. નાગર નંદાજીના. ૧

નાની નાની નથડીને માંહે ઘડેલા હીરા, નથડી આપોને મારી
સારી સુભદ્રાબાના વીરા વીરા વીરા. નાગર નંદાજીના. ૨

એક એક મોતી માંહે સોના કેરો તાર, સોળસેં ગોપીમાં,
પ્રભુ રાખો મારો ભાર ભાર ભાર. નાગર નંદાજીના. ૩

નાનેરી ઘડાવું મારે નાકે ના સોહાય, મોટેરી ઘડાવો.
મારા મુખપર ઝોલાં ખાય ખાય ખાય, નાગર નંદાજીના, ૪

આંબે બેસે કોયલડીને, વનમાં બોલે મોર,
રાધાજીની નથડીનો શામળીઓ છે ચોર ચોર ચોર—નાગર. ૫

નથડીને કારણ મેં તો ઢુંઢયું વંદ્રાવન,
નથડી આપોને મારા પ્રાણજીવન વન વન. નાગર. ૬

નથડી આપોને પ્રભુ નંદના કુમાર,
નરસૈયાના સ્વામી ઉપર જાઉં બલીહાર, હાર, હાર. નાગર. ૭



## ૮૦ ભજન.

ઘેલાં ભવે થયાંરે અમને ઘેલામાં ગુરુ લાગ્યો. (૨) ટેક.
ઘેલાં તો અમે હરિ નામના, નિર્ગુણ કીધાં મારે નાથે,
બાલપણાની પ્રીતલડી, મ્હારા હરિએ ઝાલ્યાં હાથે-ઘેલાં. ૧
પહેલાં તો અમો કાંઇ ન જાણતાં, મન માયામાં બાંધ્યું,
ભવસાગરમાં રમતાં ભમતાં, મારગ મળીઆ માધુ-ઘેલાં. ૨
ઘેલાંથી તમે છેટાં રહેજો, ઘેલા ઘેલાંનાં કામ કરશે,
નામજ લેતાં કષ્ટ પડે શીર, તે નર કયાંથી તરશે.-ઘેલાં ૩
ઘેલાંની ગતિ ઘેલા જાણે, દુરજનીઆં શું જાણે ?
જે રસ દેવી દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે. ઘેલાં ૪
ઘેલાં મટીને અમે ડાહ્યાં ન થઇએ, સંતનાં શરણાં લીધાં,
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર મળતાં સઘળાં કારજ સીધાં. ૫



## ૮૧ રાગ-કાફી તાલ ખીમટો.

ન જાણશો અમે મોટા વિચારી જુઓ ન જાણશો
અમે મોટા. વિચારી જુઓ-ધ્રુવપદ
એક માટીનાં સર્વે બનાવ્યા જેમ, ઘડા ગાગરને લોટા
કાચી કાયા તારી ધૂળ મળી જશે, જેમ ઉડે દારૂતણા ટોટા.
વિચારી જુઓ.
ગજીઆણી સુમનીને દોટીઓ પ્હેરો, ઝીણા ઓઢો શાલ જોટા;
ટકાતે ગજની ખાદી તો પ્હેરો, પણ અંતે ધૂમાડાના ગોટા.
વિચારી જુઓ.

હરિની ભક્તિ વિના કાયાની ફાંસી, જમ મારશે ઘણા સોટા;
ઉંચ નીચ એતો માયાનો મેળ છે, અંતે પાણી તણા પરપોટા.
વિચારી જુઓ.
રાજા રંક સૌ ભૂમીમાં જાશે, પછી ઉપર ચણાશે ઓટા
સત્નામ બાપુ એતો સૌથી છે મોટા, હરિની ભક્તિ વિના
સૌ ખોટા. વિચારી જુઓ.

ગીતિ.

કીર્તન આ ચોરાશી, વાંચો વિવેકે ટળશે ચોરાશી;
મળશે શ્રી અવિનાશી, વિશ્વવિલાસી વૈકુંઠના વાસી.



## ૮૨ ગરબી.

માથે મટુકડી મહીયારી સર્વે ટોળે વળીરે. ટેક.
લાવ દાણ લાવ દાણ જાઇશ કયાં ચોરટી,
એમ કહી ગોવાલણ ઘેરીરે. મટુકડી માથે.
એક કહે બાઈ એ તો કામણગારો, બીજી કહે ધુતારોરે.
મટુકડી માથે,
ત્રીજી કહે બાઇ એ તો ચોરી ચોરી ખાય, ચોથી કહે ચીર
ચોર્યાંરે.—મટુકડી માથે.
મહીડાં વેચ્યારે વિના દાણ શાનું મળશે, એમ કહે છે રાધા
ગોરીરે—મટુકડી માથે.



## ૮૩ શ્રી કનૈયા લાલજીકો થાળ.

### રાગ—સારંગ ચલતી.

ગ્વાલ બાલ બાલ, જમો મદન ગોપાલ લાલ સોનેંકા થાલ.
ઉસમેં જમો નંદલાલ. ગ્વાલ બાલજી.
આગે આઇ જસોદા માત, સખીયાં લેકર આઇ સાથ,
કરતી આપ૫
ઉસમેં બાત, આહિરકી જાત, ચંપા મોગરેકા તેલ,
કસ્તુરી ધુપેલ, મરદન કરો કનૈયાલાલ ગ્વાલ બાલજી.
શ્રીજમુનાજી મેં લાઇ, ત્રાંબાકુંડીમેં ઠીલવાઇ, બાજોઠ પર બૈઠાઇ
દેખો લાલકી સાફાઇ, એક ગોપી લાઇ ટોપી,
હીરા સાંકળી અમોટી.
ઓઢો કસુંબલ શાલ ગ્વાલ બાલજી.
લાડુ મગદળકા હે સારા, હલવે ખુલબે ખુલબી બાલા,
સાટા જલેબીકા ન્યારા, છુટી બુંદી લ્યોને પ્યારા,
ખાજે પેડે લ્યોને તાજે.
ગુણુ ગુણુ આપ આપકે ગાજે, ઉસ્કુ જુદે કરો લાલ.
ગ્વાલ બાલજી.
શીરો પુરી દુધપાક, દારો ચારોલીઓ દ્રાખ,
ઉપર સકર બુરો સાફ.

ઉસ્મેં લલા તું સે ચાખ, જાવંત્રી જાયફૂળ, કસ્તુરી કેશર,
શ્રીખંડ બાસુંદીકો થાલ. ગ્વાલ બાલજી.
શાક પ્રથમમેં બેલઇ, કપડસ બડે બડે હોચાર,
સીતુ જાંબુ હે ગુલદાર,
કેળ સફરજનહાર, લંબે ગોલ ચણીએ બોર,
નઈ લાયે હે અખોલ.
ઇસકી લાલ હે છાલ. ગ્વાલ બાલજી.
સાફ કરનાં હે બદામ, ખારેક મીઠી હે તમામ,
અલવે પીસ્તે હે ઘનશ્યામ,
અમૃત આભુક્ષણુ આમ્બ, નારંગી હોરંગી. ભોઇ મગી,
લંબી સંબી, ખટી મીઠી, ઠંડી મોળી દ્રાખ. ગ્વાલ બાલજી.
લાડુ ચુરમેકા ખુબ, બીરંજ બની હુબાહુબ,
વાઇ બ્રીજકી ભખુબ,
આટી ઘીમેં ચુબા ચુબ, ઉપર માવેક. ગુલગુલા,
ઠોર રૂડે, માલપુડે,
બડે બડે ફાફડે, ઉસ્કું અચ્છી રીતે તાવ. ગ્વાલ બાલજી.
ભોજન ભાત ભાતકે ભાણે, અંદર રખો એલચી દાણે.
બરફી ખાઓ–
ઘીરઘર શાણે, લાડુ સેવૈયે કંદોઇયે, ગુંદરપાઠ ઓર રસાલ.
ગ્વાલ બાલજી.
રોટી જીરા સ.ઈ ભાત, સુરણ ભાજી લાઈ શાક,
ભીંડા વાલોળે વેંતાક

પરવર ગીસોડીકે શાક, વડી કઢી હે ઝાઝી.

ભાજી કર કર લાઇ તાજી,

સબકું જુદે કરો લાલ. ગ્વાલ બાલજી.

ચટણી આંબલીકી બનવાઇ, ઠોર ફોદીસેં મીલવાઇ,

લીલે મીરચે,

સુતીખાઈ, આરસ પથ્થરમેં ઘુંટાઈ, કોથમરી લીલે દાણે,

બીજે હે મરી દાણે, અંદર મીઠો જીરો લાલ ગ્વાલ બાલજી.

કેરી લીંબુ આદુ સારે, કંદ કેળકે આચારે. લીલે મીરચે

તીખે ભારે; સ્વાદ ગરમરકા હે ન્યારા; દહીં છાસ હે મોળી.

મોળે સાટે પોરણપોળી દુધકી તરમાંહી જમાવ. ગ્વાલ.

લાઇ ભર સોનેકી ઝારી, જલ પીજીએ ગીરધારી,

પાન લવીંગ સોપારી, એલચી હે ન્યારી, અંદર કાથા ચુના

ભરીયા મુખડા હો ગયા ગુલાબ. ગ્વાલ વાલજી.

દાસ તેરા જોડ ગાવે, ઉનકો પાર ન કોઇ પાવે.

ઉમરા ઝીલા ખ્યાલ બતાવે, કરલે પ્રસાદિકી આશ;

લાલા લખો તોરે પાસ, ધીરધાર જાઉં ચરણકમલ

બલહાર ગ્વાલ બાલજી.



## ૮૪ આરતી.

જય જગદીશ હરે, જય જય જય જગદીશ હરે,
આપ વિના ભવ સંકટ, હરિવર કોણ હરે-જય જગદીશ.
તું સૌનો સ્વામી બહુનામી, તું અંતરયામી-પ્રભુ.
હું હરિ અવગુણ ધામી, ખલ કપટી કામી-જય જગદીશ.
તરી અધમા અહલ્યા પગમાં પ્રભુ તવ પદ રજ પામી-પ્રભુ.
વ્યાધ ગુણિકા ગજ પણ વિપદ ગયાં વામી—જય જગદીશ.
તું પિતુ માતા ધાતા ત્રાતા ભ્રાતા તું મારો,-પ્રભુ.
તું પાલક દુઃખ ટાલક બાલક હું તારો—જય જગદીશ.
નેતિ નેતિ કહી નારદ સારદ ગુણ તારા ગાતા-પ્રભુ,
પૂરણ પ્રેમે સત્વર, પ્રભુ તમે પરખાતા—જય જગદીશ.
અનેક ધર્યા અવતાર, આપે અધર્મ સંહરવા-પ્રભુ.
સજ્જનને સુખ કરવા, ભાર ભૂનો હરવા—જય જગદીશ.
રંક દાસ રણછોડ, શિવશંકર તારો,-પ્રભુ.
દુસ્તર ભવસાગરથી, ત્રિકમજી તારો—જય જગદીશ.



# ઉપસંહાર.

## પુષ્પાંજલી.

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુચ સખા ત્વમેવ,
ત્વમેવ વિદ્યા દ્રવિણું ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવ દેવ.
કાયેન વાચા મનસેંદ્રિયાણિ, બુદ્ધયાત્મના વા સકલ સ્વભાવાત્
કરોમિ યદ્યત્સકલં પરસ્મૈ, નારાયણાયેતિ સમર્પયામિ.
અચ્યુતં કેશવં રામનારાયણું, કૃષ્ણ દામોદરં વાસુદેવં હરિ;
શ્રીધરં માધવં ગોપિકા વલ્લભં, જાનકીનાયકં રામચંદ્ર ભજે.

## ધુન.

હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે;
રાધાકૃષ્ણ જય કુંજ બિહારી, ગોપિનાથ ગોવર્ધન ધારી.
કોમળ કરમાં મોરલી ધારી, કાળી કુબજાને તારી. રાધાકૃષ્ણ
વૃંદાવનમાં ધેનુ ચારી, આહિર કીધાં સહચારી, રાધાકૃષ્ણ.

## ધુન ૨

ફરી નહિં મળે અવસર આવોરે, વૈષ્નવો હરિ ગાવો હરિ ગાવો.
જેણે હરિ ગાયા હરિ ગાયા, તેતો અડસઠ તીરથ ન્હાયારે જેણે.
જેને હરિ વ્હાલા હરિ વ્હાલા, તે તો માનો મોટા
ભાગ્યવાળારે જેને.

## ધુન ૩

ગાઓ ગોવિંદ ગોપાલ રાધાશ્યામ હરિ, રાધાશ્યામ હરિ
સીતારામ હરિ. ગાઓ.
ભજો ભાવ ધરી મન શુદ્ધ કરી, ગાઓ ગોવિંદ ગોપાલ
રાધાશ્યામ હરિ. ગાઓ.

## ધુન ૪

ભજન ભલી તલવાર રાધે ગોવિંદા, ભજ મન વારંવાર
રાધે ગોવિંદા.
તજ મન વિષય વિકાર રાધે ગોવિંદા, તમે ભજીને ઉતરો
પાર રાધે ગોવિંદા.

॥ શુભાશિર્વાદ ॥

ચીરંજીવ કલ્યાણુ રહો હરિકથા સુરસ પીવો,
હરિભજનકે સંગી સજ્જન બહુત બરસ જીવો.

ૐ શ્રી હરિ.

શ્રાવણુ કૃષ્ણુપક્ષ. શ્રીકૃષ્ણુજયંતિ.



# એક અમુલ્ય લાભ.

દક્ષિણી પદ્ધતિ પુરઃસર લખાયેલું, મરાઠી, ઉર્દુ, હિંદી તેમજ સંસ્કૃત શ્લોક સાહિત્યથી શણગારેલું, સત્ય, શિયળ, જ્ઞાન, નીતિ અને ભક્તિ રસથી ભરપુર ભરેલું

# હરિદાસ ભકિત વિજય.

નામનું, સર્વોત્તમ શ્રેણીને સંપાદન કરાવનારૂં ચારસેં પૃષ્ટનું સુંદર બાઇન્ડીંગ અને સોનેરી અક્ષરે અંકિત કરેલું, પૂર્વ રંગ સહિત પરમબોધક પુસ્તક, થોડાજ માસમાં છપાઇને અમારા તરફથી બ્હાર પડશે.

જેની અંદર મહાપુરૂષોનાં નવ આખ્યાન નવ રસથી ભરપુર દ્દષ્ટાંતો સહ—આપેલાં છે. અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર પાસેથી મૂલ્ય ૧–૧૨–૦ પાછળથી રૂ. ૨–૦–૦ લેવામાં આવશે.

અગાઉથી ગ્રાહક થનારનાં નામને પુસ્તકમાં સ્થાન આપી અમર કરવામાં આવશે. આજેજ આવો અને નામ નોંધાવો વહેલો તે પહેલો. ઠેકાણું—

હરિદાસ મહારાજ

શ્રી શિવશંકર ઉર્ફે નિજાનંદ શર્મા.

નિવાસી મોરબી હાલ ~~ખાડીયામાં શ્રીરામજીની શેરી~~

અમદાવાદ

# અનુભવાનંદ પદમાળા,

અખંડ સુખની પ્રાપ્તિને સદા દુઃખની નિવૃત્તિનું સાધન, એટલે મુમુક્ષુજનોને સાક્ષાત મોક્ષ પમાડનાર ખાસ અનુભવ કરી લખાયેલી અનુભવાનંદ પદમાળા. થોડા દીવસમાં છપાઈ બહાર પડશે. માટે મુમુક્ષુજનોએ ખાસ અનુભવ કરવા જેવી છે. કેમકે મહાન મહાત્માઓના મુખેથી, આશીરવાદ પામેલી અનુભવાનંદ પદમાળા જેમણે મંગાવવી હોય તેમણે નીચે ને શીરનામે લખી જણાવવું.

વ્યાસજી મગનલાલ ઉર્ફે આનંદરામ દયારામ.
ઠે. રાયપુર કાપડીવાડ.
ઘર નંબર ૨૯૧૯. મુ. અમદાવાદ.

આ ભજનાનંદનું પુસ્તક પ્રકટ કરતાં અગાઉથી યથાશક્તિ આશ્રય આપનાર હરિજનોનાં નામ. તાજપુર બાંડની શેરી.

| | | |
|---|---|---|
| ૧૫–૦–૦ | રા. રા. | પટેલ પોચાલાલ ગીરધરલાલ. |
| ૧૧–૦–૦ | રા. રા. | પટેલ મગનલાલ બાપુજી કુડીઆ. |
| ૫–૦–૦ | ,, ,, | પટેલ મણીલાલ કુબેરદાસ. |
| ૪–૦–૦ | ,, ,, | પટેલ બાલાભાઇ છગનલાલ, |
| ૪–૦–૦ | ,, ,, | પટેલ ત્રીકમલાલ ચુનીલાલ. |
| ૨–૦–૦ | ,, ,, | પટેલ મોતીલાલ ગીરધરલાલ. |

# "શ્રી મહાજ્યોતિઃ"

ધાર્મિક અને સામાજીક વિષયોની ચર્ચા કરતું આ માસીક પત્ર સનાતન હિંદુધર્મના કોઈપણ સંપ્રદાયના અનુયાયીને એક સરખું ઉપયોગી છે. વળી સનાતન હિંદુધર્મનાં સ્વરૂપ, મૂર્તિપૂજા, શ્રાદ્ધ, વર્ણાશ્રમાદિ વિષયોનું મંડન અને હિંદુધર્મના વિરોધીઓના કુતર્કોનું સચોટ ખંડન કરવામાં આવે છે. વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૨ પો. સાથે. ભેટ પણ દરવર્ષે ઉત્તમ મળે છે.

લખો—રા. રતિલાલ મનસુખરામ.

સાંકડીશેરી હાલાવસાની પોળ,

અમદાવાદ.